# ત્રિવેદિવાચનમાળા—

# પુસ્તક ચોથું

લેખકો

**રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**
બી. એ.,
વાનપ્રસ્થ પ્રિન્સિપાલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ

અને

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**
એમ. એ., એલ એલ્., બી.,
નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,
વડોદરા કૉલેજ—વડોદરા

પ્રકાશક

**એમ. સિ. કોઠારી,**
કાપડી પોળ, રાવપુરા—વડોદરા

પહેલી આવૃત્તિ: ૧૯૨૨


મૂલ્ય ૦—૯—૬

# પ્રસ્તાવના

અમારી વાચનમાળાનું આ ચોથું પુસ્તક છે. નિર્મિત સમયમાં જેટલું બરાબર શિખવી શકાય તેટલુંજ એ પુસ્તકનું કદ રાખ્યું છે. ભાષા અને વિચારોમાં વાચનમાળાનો ચઢતો ક્રમ સાચવ્યો છે.

જરૂરજોગી ' સમજુતી ' પુસ્તકને અન્તે આપી છે.

આ પુસ્તક શિખવતાં શિક્ષકોએ બાળકોના ભાષાજ્ઞાનમાં વધારો થાય તે પર ખાસ લક્ષ આપવું. વાક્યમાં શબ્દો કેવી રીતે જોડાએલા છે, તે બાળકને શિખવવું; તેમજ કવિતામાં શબ્દોનો અન્વય કરાવવો.

સુરત
માર્ચ ૧૯૨૨

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

---

# અનુક્રમણિકા

# પાઠ ૧લો
## મહારાજા ખંડેરાવ ગાયકવાડ



ખંડેરાવ ગાયકવાડ સને ૧૮૫૭માં વડોદરાની ગાદી પર બેઠા.

તેઓ ગાદી પર બેઠા તેજ વર્ષે હિંદુસ્તાનમાં સિપાઈઓનો બળવો થયો હતો. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં સિપાઈઓએ અંગ્રેજ સરકારની સામે બંડ મચાવ્યું હતું. તેની અસર ગુજરાતમાં ન થાય માટે ખંડેરાવ મહારાજે અંગ્રેજ સરકારને કીમતી મદદ કરી હતી. કોળી, ભીલ, વગેરે ગુજરાતના લોકો તોફાન કરવાને તૈયાર થઈ રહ્યા હતા. તેમને તેમ કરતાં ખંડેરાવ મહારાજે અટકાવ્યા હતા ને અંગ્રેજ સરકારને મદદ કરી હતી.

આ અમૂલ્ય મદદના બદલામાં અંગ્રેજ સરકારે તેમનો ઉપકાર માન્યો હતો. ખંડેરાવના પિતા રાજા સયાજી-રાવના વખતથી ગુજરાતમાં લશ્કરના ખર્ચ માટે ગાયકવાડ સરકારને દર વર્ષે અંગ્રેજ સરકારને ત્રણ લાખ રૂપીઆ આપવા પડતા હતા. તે રકમ હવેથી આપવાની બંધ થઈ. તે ઉપરાંત ખંડેરાવ મહારાજને અંગ્રેજ સરકાર તરફથી બહુ માન તરીકે મોરચલ અથવા મોરપીછના પંખાની જોડની ભેટ મોકલવામાં આવી.

આ વખતે ઓખામંડળના વાઘેર લોકોએ બેટ ને દ્વારકા લૂટયાં હતાં. પણ અંગ્રેજ સરકારની સહાયતાથી ગાયકવાડના લશ્કરે તેમને હરાવ્યા હતા.

ખંડેરાવ મહારાજે રાજ્યના ન્યાયખાતામાં ઘણા સુધારા કરી તેને વ્યવસ્થિત કર્યું. ખાસ કરીને, તેમણે કેટલાક નિયમસર કાયદા રચ્યા. તેમણે લોકોની જમીનની હદ નક્કી કરવા 'સેટલમેંટ' ખાતું કાઢયું.

ખંડેરાવ મહારાજને મર્દાની રમતોનો ને શિકારનો ઘણો શોખ હતો. લશ્કરની કવાયતમાં પણ તે રસ લેતા હતા.

મકરપુરા રાજમહેલ તેમણે બંધાવ્યો છે. તે બંધાવી તેમણે પોતાનું રહેવાનું ત્યાં રાખ્યું હતું.

તેઓ ૧૮૭૦ની સાલમાં ગુજરી ગયા. તેમના વખતમાં રાજ્યમાં ખેતી આબાદ હતી, પ્રજા સંતુષ્ટ હતી, અને રાજ્યનો દબદબો સુંદર હતો.

---

# પાઠ ૨જો

## અતિલોભ તે પાપનું મૂળ.

એક ગામમાં ચાર બ્રાહ્મણપુત્રોને પરસ્પર મૈત્રી હતી. તેઓ બહુ દરિદ્ર હતા. તેમની દરિદ્રતા તેમને બહુ સાલતી હતી. કહ્યું છે કે—

### શિખરિણી

અરણ્યે વાઘો ને ગજ સહિત રહેવું સુકર છે,
સગાંવ્હાલાં છોડી વસવું પણ સ્હેલું સુગમ છે;
ખરે કાંટાવાટે તૃણ પર સુવું એ સુખદ હા,
પરંતુ બંધૂમાં ધનવિણ રહેવું સરળ ના.

માટે ગમે તેમ કરી દ્રવ્ય મેળવવું જરૂરનું છે. એમ ધારી એ ચારે મિત્રો દ્રવ્ય મેળવવા ઘરબાર છોડી પરગામ ચાલ્યા. જતાં જતાં એ પવિત્ર ઉજ્જયિની નગરીમાં આવી પહોંચ્યા. શિપ્રા નદીના વિશુદ્ધ જળમાં સ્નાન કરી, મહાકાલેશ્વરને પગે લાગી, એ ચારે મિત્રો કોઈ એક યોગીના મઠમાં ગયા.

યોગી તેમના પર પ્રસન્ન થયા અને તેણે તેમને સિદ્ધિવાળી ચાર વાટ આપી. દરેક જણે એકેક વાટ લીધી. યોગીએ કહ્યું કે હિમાલય તરફ જાઓ. ચાલતાં ચાલતાં જે સ્થળે હાથમાંથી વાટ પડી જાય તે સ્થળે ખોદવાથી કીમતી વસ્તુ મળશે, તેથી તમારૂં દળદર ફીટશે.

બ્રાહ્મણપુત્રો વાટ લઈ ચાલતા થયા. ચાલતાં ચાલતાં એકનાં હાથમાંથી વાટ પડી ગઈ. ત્યાં ખોદતાં તાંબાની

ખાણ નીકળી. તે જોઈ તે રાજી થયો અને તેણે ત્રણે મિત્રોને કહ્યું, અહિંથી જોઈએ તેટલું તાંબું લો. તેમણે કહ્યું, તું મૂર્ખ છે. આથી કંઈ આપણું દળદર ફીટે! અમે તો આગળ જવાના.

આગળ જતાં બીજા બ્રાહ્મણપુત્રના હાથમાંથી વાટ પડી ગઈ. ત્યાં ખોદતાં રૂપાની ખાણ જડી. તે જોઈને તે રાજી થયો. તેણે બાકીના બે મિત્રોને કહ્યું, ભાઈઓ! જોઈએ તેટલું રૂપું લઈ આનંદ કરો. તેમણે કહ્યું, એથી આપણી ગરીબાઈ તદ્દન જશે નહિ. અમે તો આગળ જવાના.

જતાં જતાં ત્રીજાના હાથમાંથી વાટ પડી ગઈ. ત્યાં ખોદ્યું તો ત્યાંથી સુવર્ણ નીકળ્યું. જેમ જેમ ખોદ્યું તેમ તેમ વધારે વધારે સોનું નીકળ્યું. તે બ્રાહ્મણસુત તો રાજી રાજી થઈ ગયો. તેણે ચોથાને કહ્યું, ભાઈ! અહિંથી જોઈએ તેટલું સોનું લઈ મારી સાથે પાછો ફર. તેણે જવાબ દીધો કે તું મૂર્ખ છે. આગળ જતાં રત્ન નીકળશે; માટે ચાલ, આગળ જઈએ. ત્રીજો સોનું લઈ ઘેર ગયો ને ચોથો એકલો આગળ વધ્યો.

ચાલતાં ચાલતાં એ ઘણો દૂર નીકળી ગયો. ત્યાં એણે એક ઘણોજ દુઃખી માણસ જોયો. તેને માથે ચક્કર ભમતું હતું અને તેની મુખમુદ્રા કરમાઈ ગઈ હતી. બ્રાહ્મણસુતને જોઈ તે છાતીફાટ રોયો. બ્રાહ્મણસુતે પૂછ્યું કે આ છે શું? ચક્કરવાળા માણસે કહ્યું, ભાઈ! મેં બહુ લોભ કીધો, તેથી કુબેરભંડારીને ફીકર થઈ કે એમનો ખજાનો ખૂટશે. આથી તેમણે મારે માથે આ ચક્કર છોડયું છે. એ મને અત્યંત પીડા કર્યા કરે છે. ઊઠતાં, બેસતાં, હરતાં, ફરતાં એ ચક્કર



મને ઝૂડની માફક વળગેલું રહે છે. મારા જેવો બીજો લોભી અહિં આવે ત્યારેજ મારો છૂટકો થાય એમ મને એક યોગીએ કહ્યું છે.

આમ કહેતાવારને તે ચક્કર પેલા લોભી બ્રાહ્મણસુતને વળગ્યું. તે ઘણું રડયો, પણ હવે શું વળે! અતિલોભ તે પાપનું મૂળ છે; એથી હદપાર દુઃખ પ્રાપ્ત થાય છે.

અતિલોભ સદા વર્જો, કામના હદમાં કરો;
અતિલોભિષ્ઠ લોકોનાં, મસ્તકે ચક્ર તો ભમે.

---

# પાઠ ૩જો

## મહારાણા પ્રતાપસિંહ, ભાગ ૧લો

પવિત્ર સિસોદીઆ રજપૂત કુળના ઉદયસિંહ રાજાએ ઉદેપુર શહેર વસાવ્યું છે. એ ઉદયસિંહને પ્રતાપસિંહ નામે બળવાન્ પુત્ર હતો. તે એની પછી ઇ. સ. ૧૫૭૨માં મેવાડની ગાદીએ આવ્યો.

એ સમયે હિંદુસ્તાનમાં બહાદુર અને ન્યાયી અકબર બાદશાહનું રાજ્ય હતું. તેણે હિંદુ અને મુસલમાન વચ્ચે ભેદ ન રાખી, હિંદુઓને મોટા મોટા હોદ્દા આપી પ્રજાનો પ્રેમ મેળવ્યો હતો. શૂરા રજપૂત રાજાઓને તેણે લગ્નનો સંબંધ બાંધી પોતાના પક્ષમાં લીધા હતા. જોધપુર, જયપુર, અને બિકાનેરના રજપૂત રાજાઓએ પોતાની પુત્રી અકબરને પરણાવી હતી. એકલા પ્રતાપસિંહેજ એવો સંબંધ બાંધવાની ચોકૂખી ના કહી, અકબરને નમ્યું આપ્યું નહોતું.

અકબરને આ વાત ઘણી ખૂંચતી હતી અને અપમાનનું વેર લેવા તે તક શોધતો હતો. એવામાં શકતાસિંહ નામનો પ્રતાપસિંહનો ભાઈ અકબરને મળી ગયો. વળી માનસિંહજી નામે જયપુરનો રાજા અકબરનો બહુ માનીતો હતો, તે સોલાપુર જીતી પાછો ફરતાં પ્રતાપસિંહને ત્યાં ઊતર્યો. પ્રતાપે તેની મહેમાનગીરી કરી, પણ તેની સાથે બેસીને જમવાની ના કહી. માનસિંહે આનું કારણ પૂછ્યું ત્યારે પ્રતાપના પુત્ર અમરસિંહે જવાબ દીધો કે જે રાજાએ પોતાની પુત્રી મુસલમાન બાદશાહને આપી છે તેની સાથે

બેસી પ્રતાપ કદી જમશે નહિ. આથી માનસિંહને ક્રોધ ચઢયો. તેણે આ વાત અકબરને કહી, તેથી અકબરે પોતાના પુત્ર સલીમ અને માનસિંહની સરદારી નીચે મોટું મુગલ લશ્કર પ્રતાપની સામા મોકલ્યું.

પ્રતાપની પાસ બાવીસ હજાર શૂરા સિપાઈ હતા. તેમનામાં રજપૂત શૌર્ય અને દેશાભિમાન દીપી રહ્યાં હતાં; તેમજ તેઓ રણમાંથી કદી પાછી પાની કરે એવા નહોતા. મુગલ સૈન્ય પ્રતાપના સૈન્યથી ઘણું મોટું હતું. બંને લશ્કર હલદીઘાટ આગળ ભેગાં થયાં. અરવલીના ડુંગરોમાં આવેલું આ સ્થળ આ ઘોર સંગ્રામને લીધે બહુ પ્રસિદ્ધ થયું છે.

“ વીરા ચાલો ઝટ રણમાં, કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ઘૂમતા, કરિયે અરિનો સંહાર !
રણધીરા હે રજપૂતો, મુજ અંગતણા શણગાર !
રે ચાલો હલદીઘાટે શૂરા બાવીસ હજાર !
વીરા ! શું શૌર્ય ગયું છે ? રજપૂત થશે ગુલામ !
મેવાડ પરાધીન બનશે ? શું જશે શિશોદિય નામ ?
નહિ, નહિ, નહિ, રણમાં ચાલો ! ઝગકાવો તમ હથિયાર !
રે ઘૂમો રાણા સાથે, શૂરા બાવીસ હજાર ! ”

પોતાની ફોજનાં માણસોને શુરાતન ચઢાવી પ્રતાપ રણક્ષેત્રમાં ધસ્યો.

---

# પાઠ ૪થો

## મહારાણા પ્રતાપસિંહ, ભાગ ૨જો

જેમ ભૂખ્યો સિંહ હરણ પર છલંગ મારે, તેમ રજપૂતો હાથમાં નાગી તલવાર લઈ શત્રુ પર તૂટી પડ્યા. પ્રતાપે માનસિંહને પોતાની તલવારનો સ્વાદ ચખાડવા બહુ બહુ શોધ્યો, પણ તે તેને હાથ લાગ્યો નહિ, એટલે તેણે પોતાનો ઘોડો સલીમ તરફ દોડાવ્યો. એમ પ્રતાપ ત્રણ વાર મુગલ ફોજમાં ધસ્યો ને ઘણાં માણસોને તેણે ભાંયભેગા કર્યા. તેને એક ગોળી વાગી, ત્રણ ઠેકાણે ભાલા ભોંકાયા, ને તલવારના ત્રણ સખ્ત જખમ થયાં, પણ તે હઠ્યો નહિ. ચારે તરફ લોહીની નીક વહેવા લાગી. ૧૪,૦૦૦ રજપૂતોએ દેશની ખાતર પોતાના પ્રાણ ખોયા. પ્રતાપનું આખું શરીર ઘાયલ થયું હતું; તેના બહાદુર સિપાઈઓ નાશ પામ્યા હતા; અને તેને જય મેળવવાની આશા જતી રહી, તેથી તે રણક્ષેત્ર છોડી ચાલ્યો ગયો.

તેનો વહાલો ઘોડો ચેતક પણ થાકી ગયો હતો; પણ તે ફૂલપાટ દોડ્યો જતો હતો. તેની પાછળ બે મુગલ સિપાઈ દોડતા હતા. રસ્તામાં એક નદી આવી. ચેતક તે કૂદી ગયો, પણ મુગલ સિપાઈના ઘોડાઓ કૂદી શક્યા નહિ. એવામાં 'ઓ પેલો લીલો ઘોડો, ઓ પેલો સવાર,' એમ મેવાડી ભાષામાં બોલતા કોઈને પ્રતાપે સાંભળ્યો. તેણે પાછળ જોયું તો પોતાના ભાઈ શક્તને જોયો. શક્ત પ્રતાપને પગે પડ્યો; પ્રતાપે તેને ક્ષમા કરી અને બંને

બાઈએ મેવાડનો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા કરી. આ રીતે, છેવટે ભ્રાતૃપ્રેમ ને દેશપ્રેમ વિજયી થયા.

આ વખતે ચેતક તમ્મર ખાઈને જમીન પર પડ્યો ને તરત મરણ પામ્યો. ધન્ય છે એ નિમકહલાલ ઘોડાને! એ મરી ગયો તે ઠેકાણે પ્રતાપે મંદિર બંધાવ્યું. હજી પણ એ જગા "ચેતકકા ચબુતરા" એ નામથી ઓળખાય છે.

---

# પાઠ ૫મો

## મહારાણા પ્રતાપસિંહ, ભાગ ૩જો

પ્રતાપ હલદીઘાટની લડાઈમાં હાર્યો અને તેની રાજધાની કમલમેર શત્રુના હાથમાં ગઈ. પોતાનાં છોકરાંને સાથે લઈ તે એક ગુફામાંથી બીજીમાં અને એક જંગલમાંથી બીજામાં નાસતો ફરતો હતો. શત્રુનાં માણસ તેને જંપવા દેતાં નહોતાં. તેના પર ઘણી આફતો આવી, પણ તે પર્વતની પેઠે અચળ રહ્યો. સિસોદીઆના કુળને એબ લગાડી તે અકબરને વશ થયો નહિ.

એક વખત તેની રાણીએ ખાવાના રોટલા તૈયાર કર્યા હતા, તે બધાંએ ખાધા ને તેમાંનો એક બીજા દિવસ માટે રહેવા દીધો હતો. તેની દીકરી આ રહેલો રોટલો ખાતી હતી. એવામાં એક જંગલી બિલાડી તેના હાથમાંથી તે લઈ ગઈ. આથી તે બાળકી ભૂખે ટળવળવા લાગી. પ્રતાપ જેવા સ્નેહાળ પુરુષથી આ દેખાવ જોઈ શકાયો નહિ. તેણે અકબરને પત્ર લખી નમવાનો વિચાર બતાવ્યો.



આ પત્ર વાંચી અકબરના આનંદનો પાર રહ્યો નહિ. પણ આ વખતે બિકાનેરના રાજાનો ભાઈ પૃથુરાજ ત્યાં હાજર હતો. તેણે રજપૂત જાતિના અભિમાનથી કહ્યું, આ પત્ર બનાવટી છે. પ્રતાપ આવો પત્ર કદી લખે નહિ. આપ કહો તો હું ખાતરી કરૂં. બાદશાહે હા કહી. તે પરથી તેણે પ્રતાપને એવો તો ઉશ્કેર્યો કે તેણે પોતાનો વિચાર બદલી નાખ્યો. શાબાશ છે એ વીરને!

અનેક આપત્તિમાં પણ પ્રતાપે ધૈર્ય છોડયું નહિ. હિંમતવાન્ પુરુષો જે વખતે જે મળે તેથી ચલાવી લઈ પોતાનું કામ સાધે છે. તેઓ કદી હિંમત હારતા નથી. ખરૂં કહ્યું છે કે

### શિખરિણી

કદા પોઢે નીચે, કદિ વળિ પલંગે પણ સુએ,
કદા પામે ભાજી, કદિ વળિ જમે મિષ્ટ જમણો;

**કદી ઓઢે કંથા, કદિ વળિ ધરે દિવ્ય કપડાં,**
**જનો ધીરા દુઃખે નવ ડરિ સુખોથી નવ ચળે.**

અરેરે ! આ કેવી વિપરીત દશા ! ક્યાં રાજવૈભવ ને ક્યાં આ અતિકંગાલ સ્થિતિ ! જે બાળકોના મુખમાંથી બોલ નીકળે તે પહેલાં તો તે ઝીલી લેવા સેવકો ખડા ઊભા હોય અને જે બાળકોને ખાવાપીવા ને પહેરવા જે જોઈએ તે હમેશ માગ્યા વિના મળતું હોય તેવાં બાળકોને ખાવાના સાંસા અને સૂવાનું પહાડના કઠણ પત્થર પર ! આવી દુર્દશા જોઈ કોનું હૃદય પીગળે નહિ !

આ સ્થિતિમાં પ્રતાપનો વજીર ભામાશા તેને મળ્યો. તેણે કહ્યું, મારી પાસે જે દોલત છે તે આપની છે. તે એટલી બધી છે કે તેમાંથી તમે પચીસ હજાર માણસનું લશ્કર બાર વર્ષ નિભાવી શકશો. ધન્ય છે એની ઉદારતા ને આત્મભોગને !

આ સાંભળી પ્રતાપમાં હિંમત આવી. તેણે લશ્કર જમાવ્યું, મુગલો પર હુમલો કર્યો, અને લગભગ બધો મેવાડ પ્રાંત તાબે કર્યો. થોડાં વર્ષ રહી તે મરણ પામ્યો. તેનું શરીર નાશ પામ્યું, પણ તેની કીર્તિ અમર રહી છે.

---

# पाठ छट्ठो

## विद्या

### छप्पो

**विद्या मुकावे माग, पूर्ण जश विद्या पामे;**
**विद्या शोभे वान, नृपति विद्याने नामे;**

विद्यामांहि विवेक, विमळ विद्याथी वाणी;
विद्याने वश विश्व, जगतमां मोहिनी जाणी;
सद्विद्या रत्न विशाल छे, विद्याथी वडुं नहि कशुं;
सद्विद्या आगळ धन कशुं, विद्याविहीन नर ते पशु. १

पंडित आगळ मूढ, हंस आगळ जेम बग्गा;
पंडित आगळ मूढ, कोकिल आगळ कग्गा;
पंडित आगळ मूढ, राय आगळ ज्यम रंका;
पंडित आगळ मूढ, सिंधु आगळ ज्यम टंका;
पंडित प्राक्रमी पूरा, पंडित सउ शिर मोर छे;
शामळ कहे पंडित आगळे, मूढ तो चाकर चोर छे. २

शामळ

---

# પાઠ ૭મો

## હાથી, ભાગ ૧લો

મોટાં શહેરોનાં ને કેટલાંક દેશી રાજ્યોનાં બાળકોએ તો હાથી જોયો હશે. તે એશિઆ ને આફ્રિકાનાં જંગલોમાં માલમ પડે છે.

હાથી રંગે કાળાશપડતો હોય છે. તેનું શરીર જાડું, ઊચું, ને ભારે હોય છે. તેના પગ ટૂંકા પણ થાંભલા જેવા જાડા ને મજબૂત હોય છે. તેની આંખ ઝીણી ને કાન સૂપડા જેવા વિશાળ હોય છે. તે પંખાની પેઠે કાન હલાવ હલાવ કરે છે.



હાથી જોતાંજ કોઈની પણ નજર તેની સૂંઢ તરફ જાય છે. તેનો ઉપલો હોઠ ને નાક, એ ભેગાં થઈ તેની સૂંઢ બનેલી છે. તેને છેડે બે નસકોરાં અને આંગળી જેવો આકાર હોય છે, તેથી તે ઝીણામાં ઝીણી વસ્તુ પણ સહેલથી ઊંચકી શકે છે. સૂંઢ તેને નાક, હાથ, પાણી ઉરાડવાની નળી, અવાજ કરવાનું રણશીંગડું, અને હથિયારની ગરજ સારે છે. તેને તે ગમે તેમ વાળી શકે છે ને લાંબી-ટૂંકી કરી શકે છે. તે વડે તે મોટાંમોટાં ઝાડોને તોડી નાખે છે ને શત્રુને પકડી દૂર ફેંકે છે. તેમજ એકેક પાંદડું કે ફૂલ પણ તે સુંદર રીતે તોડી કે ચૂંટી શકે છે. તેને પાણી પીવું હોય છે ત્યારે તે સૂંઢની અણી વડે જોઈતું પાણી

નસકોરાંમાં લે છે ને મોંમાં નાખે છે. તેને નહાવું બહુ ગમે છે. તે સૂંઢમાં પાણી લઈ આખા શરીર પર નાખે છે. સૂંઢનો એક ઉપયોગ આપણા હાથના ઉપયોગ જેવો છે; તેથી આપણે એ પ્રાણીને હાથી કહીએ છીએ.

હાથીની સૂંઢમાં બે બાજુએ બે મોટા સફેદ દાંત હોય છે. કેટલીક હાથણીને એ દાંત હોતા નથી ને કેટલીકને બહુ નાના હોય છે. એ વડે એ ભારે વસ્તુ ઊંચકીને ફેંકી દે છે. બ્રહ્મદેશ અને લંકામાં એની પાસે લાકડાં ઉંચકાવે છે. એ બે દાંત હાથીને ચાવવામાં કામ લાગતા નથી; તેથી 'હાથીના ચાવવાના જુદા ને બતાવવાના જુદા,' એવી આપણામાં કહેવત છે. આ હાથીદાંતના સ્ત્રીઓને હાથે પહેરવાના ચૂડા, રમકડાં, છત્રીના દાંડા, ચપ્પુના હાથા, વગેરે બને છે.

હાથીનું શરીર ભારે હોય છે; પણ તે ડોલતો ડોલતો સુંદર રીતે ચાલે છે. જે સ્ત્રી હાથીની પેઠે સુંદર રીતે ચાલે છે તેને આપણે ગજગામિની કહીએ છીએ.

---

# પાઠ ૮મો

## હાથી, ભાગ ૨જો

જૂના વખતમાં આપણા દેશમાં હાથી લડાઈમાં વપરાતા. જોદ્ધાઓ એના પર બેસી લડવા જતા. હાથી, ઘોડા, રથ, અને પાયદળ; એ ચાર આપણી સેનાનાં અંગ ગણાતાં. હાલ

હાથી પર રાજાની સવારી નીકળે છે. મોટાં શહેરોમાં તવંગર લોકોનાં છોકરાં વરઘોડામાં હાથી પર બેસે છે. તેના પર શોભિતી બેઠક કરવામાં આવે છે, તેને હોદ્દો કે અંબાડી કહે છે. તેનો હાંકનાર મહાવત કહેવાય છે. તે અંકુશ વડે હાથીને કબજે રાખે છે.

વગડાઉ હાથી જુવાનીમાં આવે છે ત્યારે તેનાં લમણાંમાંથી સુગંધીદાર રસ નીકળે છે, તેને મદ કહે છે. તે વખત તે અભિમાની ને માતેલો થાય છે.

હાથી મળતાવડું પ્રાણી છે. તે દસવીસનાં ટોળાંમાં રહે છે. તેની બુદ્ધિ તીવ્ર અને યાદદાસ્ત જબરી હોય છે. કરેલો ઉપકાર તે કદી ભૂલતો નથી; તેમજ તેને કોઈએ કરેલી ઈજાનું વેર વાળ્યા વગર રહેતો નથી. તે વાઘથી બહુ બીએ છે. તેની સામા થવાને તેને કેળવવો પડે છે.

હાથી ઘણું ઉદ્યોગી પ્રાણી છે. તેને કંઈ ને કંઈ કામ કર્યા વિના જંપ વળતો નથી. તે માણસની પેઠે એક પર એક લાકડાં ગોઠવી શકે છે. કંઈ કામ ન હોય ત્યારે તે રમત રમે છે, પાંદડાં ઉછાળે છે, ને રેતી કે માટી ઉરાડે છે. માથાં વડે તે મોટાં મોટાં ઝાડ હચમચાવી નાખે છે. રમતાં તે મોટો અવાજ કરે છે.

બાળકો ! ઘણા હાથીઓ તમારા જેવા રમતીઆળ હોય છે. માબાપ કે શિક્ષક તમારી પાસે ન હોય તો તમે જેમ તમને સોંપેલું કામ કરવાને બદલે રમવામાં મન ઘાલો છો; તેમ હાથી પર કોઈ દેખરેખ રાખનાર ન હોય તો તે પણ રમવા માંડે છે.

સિંહલદ્વીપમાં એક દિવસ એક માણસ ઘોડા પર સવાર થઈ શહેર બહાર ફરવા નીકળ્યો હતો. તેનો ઘોડો ભારે અવાજ સાંભળી એકદમ ચોંકયો ને ચાલતો બંધ થયો. બહુ મુશીબતે થોડેક દૂર જતાં સવારના જોવામાં એક હાથી આવ્યો. તે પાળેલો હતો ને એક મોટું લાકડું ખેંચતો હતો. થાકને લીધે તે અવાજ કરતો હતો. તે સમજ્યો કે મારા અવાજથી ઘોડો ચમકે છે. તેથી તેણે પાછા ફરી લાકડું પીઠ પાછળ ફેંકી દીધું. ઘોડો હજી મારાથી બીએ છે એમ તેને લાગ્યું એટલે તે વધારે પાછળ હઠ્યો. છેવટે ઘોડાને હિંમત આવી ને તે ચાલતો થયો. હાથી કેવું શાણું ને સમજુ પ્રાણી છે!

---

# પાઠ ૯મો

## પાણી: ઉપયોગ અને કાર્ય, ભાગ ૧લો

શિક્ષક—છોકરાં, બોલો, નક્કર પદાર્થ અને પાણીમાં શો ફેર છે?

છોકરાં—સાહેબ, પાણીનો તો રેલો જાય છે, નક્કર પદાર્થનો જતો નથી.

શિક્ષક—ખરી વાત. પાણી, દૂધ, તેલ, એ બધાં પ્રવાહી પદાર્થ છે. એ ખોબામાં લેવાતાં નથી. હાથમાંથી નીચે પડી જાય છે. એને જ્યાં મૂકીએ ત્યાંથી વહી નીચી નીચી જમીનમાં જાય છે. પાણીનો આકાર કહી શકશો? ગોળ છે કે ચપટો? ઇબ્રાહીમ, તું બોલ.

ઇબ્રાહીમ—સાહેબ, એનો આકાર સમજાતો નથી.

શિક્ષક—એ સરખી જમીન પર ફેલાએલું રહે છે. ઊંચી-નીચી જમીન હોય તો એ નીચી જમીન તરફ વહે છે. જે વાસણમાં પાણી ભરીએ તે વાસણના જેવો એનો આકાર દેખાય છે. સીસીમાં સીસીના આકારનું દેખાય છે ને તપેલામાં તપેલાના. એને પોતાનો આકાર નથી.

પાણીમાં તમે તમારૂં મોં જોઈ શકો છો? છગન, તું બોલ.

છગન—હા, જી. કાચમાં જેમ મોં દેખાય છે, તેમ પાણીમાં પણ દેખાય છે. દૂધમાં મોં દેખાતું નથી.

શિક્ષક—ખરૂં. કાચ ને પાણી, બંને, એ વાતમાં સરખાં છે. એની આરપાર જોઈ શકાય છે; માટે એ પારદર્શક કહેવાય છે. જુઓ, આ પાણીના પવાલામાં હું ખાંડ નાખું છું અને આ બીજા પવાલામાં ચૂનાનો ગાંગડો નાખું છું. શું થયું? જમશેદજી, તું કહે.

જમશેદજી—સાહેબ, ખાંડ ઓગળી ગઈ; ચૂનો તો થોડો ઓગળ્યો છે, બધો નહિ.

શિક્ષક—ખરી વાત. પાણીમાં પદાર્થને ઓગાળવાનો ગુણ છે. પાણીમાં છિદ્ર છે. જેમ વાદળીનાં છિદ્રમાં પાણી પેસી જાય છે, તેમ પવાલામાં પાણીનાં છિદ્રમાં ખાંડ અને ચૂનો પેસી ગયાં. છિદ્રો પુરાઈ જવાથી થોડોક ચૂનો રહ્યો, તે પવાલાને તળીએ બેઠો છે.

---

# પાઠ ૧૦મો

## પાણીઃ ઉપયોગ અને કાર્ય, ભાગ રજો

શિક્ષક—છગન, કહે, પાણી શાં કામમાં આવે છે?

છગન—સાહેબ, પાણી પીવામાં, નહાવામાં, રાંધવામાં, ને લુગડાં ધોવામાં વપરાય છે.

શિક્ષક—બરાબર. પાણીથી દરેક જાતની ગંદકી ધોઈ નખાય છે. પાણી એ ગંદકીનો કટ્ટો શત્રુ છે. ગંદકીથી-ગંદી જગાએ રહેવાથી અને ગંદાં કપડાં પહેરવાથી-આપણી તબીએત બગડે છે. પાણી જગાને ને શરીરને સ્વચ્છ કરી આપણા આરોગ્યને ફાયદો કરે છે. આપણી ચામડી છિદ્રાળુ છે; માટે આપણે હરરોજ શરીર ચોળીને નહાવું. વરસાદનું ભારે ઝાપટું પડે છે ત્યારે રસ્તા કેવા થાય છે? મગન, તું બોલ.

મગન—સાહેબ, કાદવ ધોવાઈ જાય છે ને રસ્તા સાફ થાય છે.

શિક્ષક—ખરી વાત. વરસાદ જમીનને સ્વચ્છ કરે છે; કાદવ ને કચરો નદીમાં ઘસડી જાય છે. નદીમાંથી તે દરિયામાં જાય છે. કેટલોક કાદવ નદીને તળીએ ઠરે છે. એમ દરેક વર્ષે નદીમાં કાદવના થર બંધાય છે. થર બંધાતાં બંધાતાં નદીમાં ટેકરી જેવું થાય છે, એ ખરાબા કહેવાય છે. એવા ખરાબા સાથે હોડી અથડાય તો તે ભાંગી જાય

છે. કેટલીક વાર એવા એકઠા થએલા કાદવ પરનું બધું પાણી સુકાઈ જાય છે, એટલે તેનો બેટ બને છે. ગંગા, ગોદાવરી, ને કૃષ્ણા નદીનાં મુખ આગળ એવા ઘણા ટાપુ થયા છે. તેમાં ડાંગરનો સારો પાક થાય છે. નીચેનું ચિત્ર જુઓ.



નદીકિનારે રેતી હોય છે તે શેની બને છે, તે તમે જાણો છો?

બાળકો—ના, સાહેબ.

શિક્ષક—વરસાદનું પાણી મોટા મોટા ડુંગરોમાં વહી તેમાં ફાટ પાડે છે. એ ફાટ વરસોવરસ વધતાં વધતાં વચ્ચે ખાડા પાડે છે. ડુંગરોની વચ્ચેના એવા ખાડાને ખીણ કહે છે.

પાણીનો પ્રવાહ પોતાના બળથી ડુંગરોમાંથી પત્થરનાં ચોસલાં છૂટાં પાડે છે. એ ચોસલાંના પથરા બને છે. પાણીથી ઘસાઈ ઘસાઈને પથરાના કાંકરા થાય છે અને કાંકરાની ઘસાઈ ઘસાઈને રેતી બને છે.

---

## પાઠ ૧૧મો

### ગરુડ



બધાં પક્ષી શિકારી નથી હોતાં. ઘુવડ, સમડી, ગીધ, ગરુડ, એ બધાં શિકારી પક્ષી છે. એ બધાંમાં ગરુડ સહુથી

મોટું ને ભયંકર છે. જેમ સિંહ વનનો રાજા છે, તેમ ગરુડ આકાશનો રાજા છે. પશુમાં સિંહ સહુથી વધારે બળવાન્ છે; પક્ષીમાં ગરુડ.

ગરુડના પંજા એવા જબરા હોય છે ને એની પાંખ એવી મોટી હોય છે કે ગમે તે પક્ષી, સસલા, ઘેટા, કે નાના બાળકને પણ પકડીને તે ઊડી શકે છે. ખેતરમાં છૂટાં પડેલાં બાળકને ઉપાડીને ઊડી ગએલાં ગરુડોના દાખલા મોજૂદ છે.

કેટલીક વાર હરણ જેવા મોટા પ્રાણી પર પણ ગરુડ તરાપ મારે છે. ઘણે ઊંચેથી પોતાની તીક્ષ્ણ નજરે તે શિકાર જુએ છે ને સડપ દઈને તેને પંજામાં પકડી ઊડી જાય છે. શિકારને એકાંતમાં લઈ જઈ તે ફાડી ખાય છે.

શિકાર સાથે તે હમેશ ફાવી શકતું નથી. એક વખત એક મોટા ગરુડે એક બિલાડીને પકડી. પછી તે ખૂબ ઊંચે ઊડયું. પણ બિલાડીએ તેને એવા જબરા પંજા માર્યા ને દાંત બેસાડ્યા કે ગરુડ પણ ખો ભૂલી ગયું. તેણે બિલાડીને પડતી મૂકવાનો પ્રયત્ન કર્યો. પણ બિલાડી તેને પકડીજ રહી. પરિણામે, બંને ભોંય પર પડ્યાં. જે લોકો આ જોતા હતા તેમાંથી કેટલાકે તે બંનેને પકડી લીધાં.

ગરુડ સુમારે ત્રણેક ફૂટ લાંબું હોય છે. ઉઘાડી પાંખ સાથે માપતાં તે ઘણુંખરું આઠેક ફૂટ થાય છે. રંગે તે કાળા રંગનું હોય છે, પણ તેની ગરદનનો પાછલો ભાગ પિળાશ-પડતો હોય છે, તેથી સૂર્યના તેજમાં તે ભાગ સુનેરી દેખાય છે.

એને ગંધ પારખવાની શક્તિ જબરી હોય છે. એની આંખ તીક્ષ્ણ, ચકચકિત, ને દૂરથી ઝીણી વસ્તુ જોઈ શકે એવી હોય છે.

એ પક્ષી એકાંત જગામાં જોડકામાં રહે છે. પહાડોની ટોચ પર કે બાજુ પર ઊંચે એ પોતાનો માળો બાંધે છે.

એ પક્ષીને એક અજબ રીતે પકડી ને મારી શકાય છે. નાની સરખી જમીનની આસપાસ ચાર દિવાલ કરી તેને બંધિયાર કરી લેવામાં આવે છે. પછી તેમાંની એક દિવાલમાં ગરુડ દાખલ થઈ શકે એટલું બાકું રાખવામાં આવે છે. ત્યાં આગળ એક મજબૂત દોરીનો ગાળો નાખવામાં આવે છે.

દિવાલોની વચ્ચે જમીન પર માંસ નાંખવામાં આવે છે. તે માંસ દૂરથી જોઈ ગરુડ તે જમીન પર ઊતરે છે. માંસથી તે ધરાય છે એટલે આળસુ બને છે; તેને ઊડવું ગમતું નથી; તેથી દિવાલોની ઉપર ન ઊડતાં તે પેલા બાકામાં જાય છે. જેવું તે તેમ જાય છે કે પેલા ગાળામાં સપડાઈ જાય છે. તે જેમ જેમ ગાળો ખેંચે છે તેમ તેમ તે વધારે વધારે બંધાય છે ને અંતે ગુંગળાઈને મરી જાય છે.

---

# પાઠ ૧૨મો

## વહેમ

તારાલક્ષ્મી—જડાવબેન ! આજ કેમ આટલાં બધાં મોડાં આવ્યાં ? ઘરમાં સહુ સારાં તો છે કેની ?

જડાવ૦—બેન ! કીકાને તાવ આવ્યો છે. કાલે જમવા બેઠો હતો તે વખત પેલી ચંદા આવી ચઢી. એની નજર બહુ કરડી છે. કીકાને એની નજર લાગી, તેથી તે માંદો પડ્યો છે. રાઈમીઠું ઉતારી નજર બાંધી, તે રાઈમીઠું એવું ગંધાયું ને વાડકો થાળીમાં એવો તો ચોંટી ગયો છે કે ખુલ્લુંજ જણાય છે કે નજર બહુ સખ્ત લાગી છે. કીકાની નજર બાંધી સુવાડીને આવી, તેથી વાર લાગી.

તારા૦—બેન જડાવ ! આ તમારો વહેમ છે. બેન ! એવા વહેમ ન રાખવા. કોઈની નજર કોઈને લાગતી નથી. એમ કોઈનું ખોટું કરવાનું આપણા હાથમાં હોય તો ઘણા વેરીલા ને ખારીલા માણસો પોતાના શત્રુને નુકસાન કર્યા વિના રહે નહિ. ઈશ્વરનું ધાર્યુંજ થાય છે. રાઈમીઠું તો ગંધાયજ તો ! વાડકો ચોંટી ગયો તે હવાના દબાણથી. નજર બાંધવાને બદલે તમારે કીકાને તુલસીની ચાહ પાવી હતી. પરસેવો થઈ તાવ ઊતરી જાત. રાત્રે હરડે ઘસીને પાજો. પેટ સાફ આવશે. બેન ! હરડે તો તાંબાની માત્રા છે.

જડાવ૦—બેન ! હવેથી નજર નહિ બાંધું. રાત્રે હરડે પાઈશ. પણ બેન ! રવિવારે ને મંગળવારે આપણે ચકલે લોકો ઉતાર મૂકે છે. એમાં પગ મૂકવાથી માંદા પડાય છે, એમ કહે છે. એ ખરી વાત હશે ?

તારા૦—બેન ! કેટલીક વાર કાગનું બેસવું ને તાડનું પડવું એવું થાય છે. ઉતારમાં પગ મુકાયો હોય ને રાતે

દીલ બગડે તો નબળા મનના માણુસને તરત વહેમ આવે છે કે ઉતારમાં પગ પડવાથી હું માંદો પડ્યો. બેન ! કોઈથી કોઈનું બગાડાતું નથી. બધી દોરી ઈશ્વરના હાથમાં છે. તેના પર ભરોસો રાખી મંદવાડના ઉપાય કરવા. વહેમ ન રાખવો. એથી મન પર અસર થાય છે. મનની અસર શરીર પર થાય છે ને ન મંદવાડનો મંદવાડ આવે છે.

જડાવ૦—બેન ! એ તો ઠીક; પણ શુકનની તો ખરીજ વાત છે. કીકાને તાવ આવ્યો તે પહેલાં મારી જમણી આંખ ફરકી હતી.

તારા૦—બેન ! એ પણ કાગનું બેસવું ને તાડનું પડવું, એના જેવું છે. સારા શુકન જોઈને કામ કરવાથી હમેશ સારૂંજ બને તો બધાં એમ કરે. પણ બેન ! ગમે તેવા સારા શુકન જોઈને કામ આરંભીએ, તે છતાં નઠારૂં પરિણામ આવવાનું હોય તો તે અટકાવી શકાતું નથી; માટે કોઈ પણ જાતનો વહેમ ન લાવવો. ‘મંછા ભૂત ને શંકા ડાકણ’, એ કહેવત તમે સાંભળી હશે. ભૂત, પ્રેત, ડાકણ, એ બધાં મનનાંજ કાર્ય છે. મન દૃઢ રાખવું. પ્રભુ પર વિશ્વાસ રાખવો. ધુતારા લોકો પેટ ભરવા ગમે તેમ સમજાવે તેમનું સાંભળવું નહિ. બેન ! તમે ભોળાં છો, માટે હું તમને ચેતાવું છું.

જડાવ૦—બહુ સારૂં બેન, હું તમારી સલાહ પ્રમાણે વર્તીશ.

---

# પાઠ ૧૩મો

## ગાયકવાડ સરકારની મુલ્કગીરી

કાઠીઆવાડમાં ને મહીકાંઠામાં ગાયકવાડ સરકાર મુલ્કગીરી કરતા. હવે તેને બદલે મુકરર ખંડણી તેમને મળે છે. મુલ્કગીરી એટલે શું ને તેને બદલે ખંડણી લેવાની રીત કેમ દાખલ થઈ, તે જાણવા જેવું છે.

કાઠીઆવાડને જીતવા કરતાં તેના પર વારંવાર ચઢાઈઓ કરી ખંડણી ઉઘરાવવાનું કામ મુગલ બાદશાહોએ વધારે પસંદ કર્યું હતું. આમ લશ્કરો મોકલી ખંડણી વસૂલ કરવાની રીતને મુલ્કગીરી કહેતા. મરાઠાઓ ગુજરાતમાં દાખલ થયા ત્યારથીજ તેઓએ કાઠીઆવાડ પર ચઢાઈઓ કરવા માંડી હતી ને તેમણે પણ મુલ્કગીરીની રીત ધારણ કરી હતી.

મરાઠાઓ અગાઉના કરતાં વિશેષ ખંડણી લેવા સમર્થ થયા હતા. તેઓ પોતાના ઘોડાને માટે ઘાસદાણો અને તે ઉપરાંત 'બીજો પરચુરણ ખર્ચ' એ નામે વધારે ખંડણી ઉઘરાવતા.

વડોદરા સરકારની ઉપજનો મોટો ભાગ આમ લેવાતી ખંડણીનો હતો. સને ૧૮૦૨માં બ્રિટિશ હિંદુસ્તાન માર્કવેસ ઑવ્ વેલેસ્લિના અમલમાં હતું. તેમને લાગ્યું કે મુલ્કગીરી વગર કાઠીઆવાડના રાજાઓ ને ઠાકોરો સુલેહભરી રીતે ખંડણી ભરવાનું કબૂલ કરે તો એવી ગોઠવણ પ્રજાને હિતકારક થાય. ગાયકવાડ સરકાર તરફથી વિઠ્ઠલરાવે અને

બ્રિટિશ સરકાર તરફથી કર્નલ વૉકરે આવી નવી વ્યવસ્થા કરવા પ્રયત્ન કર્યો. તેમણે કાઠીઆવાડના સરદારોના મનમાં વિશ્વાસ બેસાડયો.

બ્રિટિશ સરકારને આ નવી ગોઠવણ કરાવવામાં કોઈ જાતનો સ્વાર્થ નહોતો. તે વખતે બનેલા એક બનાવથી કાઠીઆવાડના સરદારોને આની ખાતરી થઈ. નવાનગરની સરકારે તે વખતે કંદોરણાનો કિલ્લો તેના ધણી પાસે બળજોરીએ પડાવી લીધો હતો. બ્રિટિશ ફોજે તેના ધણીને તે પાછો અપાવ્યો. આ પરથી બ્રિટિશ સરકારનો ન્યાય ને નિઃસ્વાર્થ જણાઈ આવ્યાં.

કર્નલ વૉકરની તજવીજથી મુલ્કગીરીને બદલે અમુક ખંડણી દર વર્ષે ગાયકવાડ સરકારને આપવાનું કાઠીઆવાડનાં રાજ્યોએ કબૂલ કર્યું.

થોડાંક વર્ષ આ ખંડણી ગાયકવાડ સરકારે જાતે ઉઘરાવી લીધી. પણ મુંબઈના ગર્વનર એલ્ફિન્સ્ટન સાહેબની ઇચ્છાથી બ્રિટિશ સરકારે ખંડણી વસૂલ કરવાનું કામ માથે લીધું. ત્યારથી એ ખંડણી બ્રિટિશ સરકાર વસૂલ કરી ગાયકવાડ સરકારને આપે છે.

એવીજ રીતે મહીકાંઠાની ખંડણી પણ અંગ્રેજ સરકાર મારફત ગાયકવાડ સરકારને મળે છે. જૂની મુલ્કગીરીની રીત નાશ પામી છે.

---

# पाठ १४मो

## साहस

### लावणी

सहु चलो जीतवा जंग, ब्यूगलो वागे,
या होम करीने पडो, फतेह छे आगे. टेक.

केटलांक करमो विषे ढील नव चाले,
शंका भय तो बहु रोज, हामने खाळे;
हजि समय नथि आवियो, कही दिन गाळे,
जन ब्हानुं करे नव सरे अर्थ को काळे;
झंपलाववाथी सिद्धि जोइ बळ लागे,
या होम० सहु चलो० या होम० १

साहसे ज्ञातिना बंध कापि झट नाखो,
साहसे जाओ परदेश, ब्हीक नव राखो;
साहसे करो वेपार, जमे बहु लाखो,
साहसे तजी पाखंड, ब्रह्मरस चाखो;
साहसे नर्मदादेश, दुःख सहु भागे,
या होम० सहु चलो० या होम० २

नर्मद

# પાઠ ૧૫મો

## સાવિત્રી ને સત્યવાન્, ભાગ ૧લો

પૂર્વે મદ્ર દેશમાં અશ્વપતિ નામનો પરમ ધાર્મિક રાજા રાજ્ય કરતો હતો. તેને એકે પુત્ર નહોતો; માત્ર એક પુત્રી હતી. તે સાવિત્રી દેવીના પ્રસાદથી જન્મી હતી, માટે તેનું નામ સાવિત્રી પાડવામાં આવ્યું હતું.

પુત્રી પર રાજાને ઘણો પ્રેમ હતો. વખત જતાં તે મોટી થઈ, એટલે તેના લગ્નને માટે રાજાને ફીકર થવા માંડી. મનગમતો પતિ શોધી લેવા પિતાએ પુત્રીને રજા આપી.

શાલ્વ નામના દેશમાં દ્યુમત્સેન નામે રાજા હતો. તે આંધળો થયો એટલે તેના એક વેરીએ તેનું રાજ્ય લઈ લીધું, તેથી તે વનમાં જઈને વસ્યો. તેનો પુત્ર સત્યવાન્ સાવિત્રીને પસંદ પડ્યો.

અશ્વપતિને સાવિત્રીએ કહ્યું કે મને સત્યવાન્ યોગ્ય લાગે છે; એમની સાથે મને પરણાવો. અશ્વપતિ પાસે આ વખતે નારદ ઋષિ બેઠા હતા. તેમણે સાવિત્રીનું વાક્ય સાંભળીને કહ્યું કે હે રાજા! સત્યવાન્ ગુણવાન્ છે. પણ એને પરણવાની ઇચ્છા કરી, એ સાવિત્રીએ અજાણતાં ઘણું ખોટું કામ કર્યું છે. સત્યવાન્ તેજસ્વી છે, બુદ્ધિશાળી છે, વીર છે, ક્ષમાવાન્ છે. વળી એ રૂપવાન્ છે, ઉદાર છે, સત્યવાદી છે, અને પ્રિયદર્શન છે. છતાં,

### અનુષ્ટુભ્

ગુણોને ઢાંકનારો ત્યાં, દોષ એક રહ્યો વસી;
પ્રયત્નો કરવાથીએ, નહીં કોદી શકે ખસી.
સત્યવાનતણું વર્ષે, જીવવું આવિ ખૂટશે;
દોષ એક છતાં મોટો, ભર્તા એ કેમ ચાલશે.

આ સાંભળી અશ્વપતિએ સાવિત્રીને કહ્યું કે હે પુત્રિ, તું બીજા વરને પસંદ કર.

સાવિત્રીએ ઉત્તર આપ્યો:—

ભલે આયુષ્ય થોડું હો, હો તે હો સત્યવાનનું,
એનામાં મન પોરાયું, ચળે ના ચિત્ત માહરૂં.

એક વાર મનથી જેને હું વરી ચૂકી તેનેજ હું વરીશ. હે પિતા ! મારો વિચાર ફેરવવો એ મને પાપ લાગે છે.

નારદે જોયું કે સાવિત્રી મક્કમ છે. તેથી તેમણે અશ્વપતિને કહ્યું, હે રાજા ! ભલે તારી પુત્રી સત્યવાન્‌ને પરણે. તેને મારી શુભ આશિષ્ છે.

રાજાએ સાવિત્રીને સત્યવાન્‌ની સાથે પરણાવી. સત્યવાન્ ને સાવિત્રી એકબીજાંને ઘણું ચાહતાં ને આનંદમાં રહેતાં હતાં.

લગ્ન થયા પછી વર્ષ થવા આવ્યું ને સાવિત્રીના પેટમાં ફાળ પડી. નારદે કહેલો મરણનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો, તેમ તેમ સાવિત્રી સાવચેત બનતી ગઈ. છેવટે, તે ભયંકર દિવસ આવ્યોજ.

---

# પાઠ ૧૬મો

## સાવિત્રી ને સત્યવાન્, ભાગ ૨જો

તે ભયંકર દિવસે સત્યવાન્ વનમાં લાકડાં ને ફળાહાર લેવા ગયો હતો. સાવિત્રી તેને જરા પણ છૂટો મૂકતી નહોતી. વનમાં તે તેની જોડે ગઈ હતી. વનમાં ઝાડની ડાળી કાપતાં તે થાકી ગયો. આજ મને કંઈ ચહેન પડતું નથી એમ કહી તે સાવિત્રીના ખોળામાં માથું મૂકી સૂતો. સાવિત્રી સમજી કે એ ઊંઘી જશે, પણ એ ઊંઘ કારમી થશે. જે થતું હતું તે તે ધ્યાનથી જોયા કરતી હતી. એટલામાં હાથમાં દોરી લઈને આવેલો તેણે એક દેવતાઈ પુરુષ જોયો. તે સત્યવાન્‌ની પાસે ઊભો હતો અને તેના પર તેની નજર હતી. તેને સાવિત્રીએ પૂછ્યું, તું કોણ છે ?



તેણે કહ્યું, હું યમરાજા છું. સત્યવાન્‌નું આયુષ્ય પૂરૂં થયું છે. હું તેને લઈ જવા આવ્યો છું. એમ કહી યમે તેના પ્રાણ હર્યા અને દક્ષિણ તરફ જવા માંડ્યું.

સાવિત્રી અત્યંત દુઃખી થઈ અને યમની પૂંઠે પૂંઠે ગઈ. યમે કહ્યું, હે સાવિત્રિ! તેં તારા પતિની બહુ એટલી સેવા કરી છે. હવે તું જા. પાછી ફર. તારા પતિની મરણક્રિયા કર.

**અનુષ્ટુભ્**

સાવિત્રી—ભર્તાને લઈ જાએ જ્યાં, જાતે વા જાય તે જ્યહાં;
ધર્મ મારો સદા માનું, પૂંઠે તેની જવું ત્યહાં.

યમ—પાછી જા, બેન! પાછી તું, કર્યો તેં શ્રમ ખૂબ છે;
મીઠડા શબ્દથી તારા, મંન મારૂં હરાયું છે.
માગ તું વર માગી લે, માગ્યું તારૂં કરીશ હું;
માગ ના પ્રાણ ભર્તાનો, અન્ય સૌ માગ માગવું.

સાવિત્રી—રાજ્યથી ભ્રષ્ટ જે અંધ, માહરા સસરા થયા,
મળે આ ક્ષણથી આંખો, એટલું નમ્ર યાચવું.

યમ—તથાસ્તુ! જા, હવે બેની, માગ્યું તારૂં થશે ખરૂં;
પાછી જા, ફર, પાછી તું, શ્રાંત છે દિલ તાહરૂં.

સાવિત્રી—ભર્તાની સાથ જાવામાં, શ્રમ લેશ નથી મને;
ભર્તાની ગતિ જે તે તો, ગતિ મારી સુખે બને.

યમ—મીઠડા શબ્દથી તારા, ફરી મંન હરાયું છે;
માગ ના પ્રાણ ભર્તાનો, બીજું તું ફરિ માગિ લે.

સાવિત્રી—ગએલું રાજ્ય પોતાનું, માહરા સસરાતણું;
મળો આ ક્ષણથી પાછું, એટલું બિજું યાચવું.

યમ—તથાસ્તુ ! જા, હવે બેની, માગ્યું તારૂં થશે ખરૂં;
પાછી જા, ફર, પાછી તું, શ્રાંત છે દિલ તાહરૂં.
સાવિત્રી—વિશ્વે સજ્જન જે હોય, વ્હાલથી ને વિવેકથી;
ક્ષમા ને દાન ને પ્રીતિ, દાખવે બહુ હર્ષથી.
યમ—અત્યંત મૃદુ આ વાકય, સાંભળી હું પ્રસન્ન છું;
માગ ના પ્રાણ ભર્તાનો, ત્રીજું તું માગ માગવું.
સાવિત્રી—તાતને પુત્ર એકે ના, તે થકી દુઃખ તેહનું;
શત પુત્ર થયે ભાગો, એટલું ત્રીજું યાચવું.
યમ—તથાસ્તુ ! જા, હવે તો જા, માગ્યું તારૂં થશે ખરૂં;
પાછી જા, ફર પાછી તું, શ્રાંત છે દિલ તાહરૂં.
સાવિત્રી—સારા મિત્રતણી સાથે, જવામાં હર્ષ થાય છે;
સારા મિત્રતણા સંગે, શ્રેય સર્વ સધાય છે.
યમ—ફરીથી બોલ તારાથી, અત્યંત તુષ્ટ આજ છું;
માગ ના પ્રાણ ભર્તાનો, ચોથું તું માગ માગવું.
સાવિત્રી—સત્યવાન થકી મૂંને, પુત્ર સુંદર સો થજો;
એટલું માગવૂં મારૂં, ક્ષમાથી, તાત, આપજો.
યમ—તથાસ્તુ ! જા, હવે બેની, માગ્યું તારૂં થશે ખરૂં;
પાછી જા, ફર પાછી તું, શ્રાંત છે દિલ તાહરૂં.

સત્યવાન્ જીવતો થયો ને પતિપત્નીએ ત્યાર પછી સુખમાં દિવસ ગાળ્યા.

---

# પાઠ ૧૭મો

## કાચ

તમે કાચની ઘણી ચીજો જોઈ હશે. રકાબી, ચમચા, પ્યાલા, ચલાણા, ચિમની, ખડીઆ, ફાનસ, હાંડી, તકતા, ઝુમ્મર, આરસી, આરસા, એ બધું કાચનું બને છે. એ બધું તમે જોયું હશે. પણ કાચ શેનો બને છે તે વિષે તમે વિચાર કર્યો છે ?

ચકમક એ એક જાતનો કઠણ પત્થર છે. દીવો કરવાની દીવાસળી નહોતી, ત્યારે લોકો ચકમકના ઘસારાથી દેવતા પાડતા. એ ચકમક કે રેતી ને સોડા કે પોટાશ જેવા ખારની મેળવણીથી કાચ બને છે. એ કાચા પદાર્થોને ભઠ્ઠીમાં ગાળે છે ને એના રસમાંથી કચરો સાફ કરે છે.

કાચ ઘણો બરડ છે. તેને ટકાઉ કરવા ધીમે ધીમે ટાઢો પાડે છે.

કાચ ઘણી જાતના થાય છે, તેમાં મુખ્ય જાત ત્રણ છે.

૧. આને ચકમકનો કાચ કહે છે. એ ઘણો સાફ અને સુંદર કાચ છે. મોટી નળી મારફત બીબાંમાં રસ રેડવાથી એ કાચના પ્યાલા, રકાબી, ચમચા, વગેરે વાપરવાના પદાર્થો બને છે.

૨. બારીનો કાચ—આ કાચ બારીના કામમાં વપરાય છે. પોચા કાચના જથાને લોઢાની નળીના છેડા પર રાખી ભઠ્ઠી પાસે ફેરવવાથી એ કાચ બને છે.

૩. આરસાનો કાચ—આ ઉત્તમ જાતનો કાચ છે. લોઢાના મેજ પર કાચ બનાવવાના રસને રેડવાથી એ કાચ બને છે. પછી એને દબાવીને સાફ કરવામાં આવે છે.

ગરમીથી કાચને પોચો કરે છે ત્યારે તે બહુ ચીકણો થાય છે અને તેના બધી તરેહના ઘાટ થઈ શકે છે. તે લાલચોળ ગરમ હોય છે ત્યારે તેના કકડા જોડી શકાય છે. તે ઓછો ગરમ હોય ત્યારે તેને વાળવો હોય તેમ વાળી શકાય છે અને ચપ્પુ કે કાતરથી કાપી શકાય છે. ઠંડો થાય છે ત્યારે તે છેક બરડ થાય છે.

ભાંયતળીએ, દિવાલ પર, ને છાજ પર કાચ જડી શકાય છે. કાચની એવી દિવાલ, ભાંય, ને છત સુંદર દેખાય છે. આરસાના કાચ જાતજાતના આવે છે. કેટલાકમાં આપણો ચહેરો બહુ મોટો દેખાય છે ને કેટલાકમાં ઊંધો ને હસતો દેખાય છે.

ઘણા જૂના વખતથી લોકો કાચ બનાવી જાણે છે. સહુથી પહેલાં મીસર દેશના લોકોએ કાચ બનાવવાની કળા શોધી કાઢી. ત્યાંથી તે દુનિયાના જુદા જુદા ભાગમાં ફેલાઈ.

આપણા દેશમાં પટના ને મ્હેસૂરમાં ઘણી સાદી ને અસલી રીતે કાચ તૈયાર થાય છે. એ કાચની બંગડી તેમજ સીસા થાય છે. અંબાલા ને ફિરોઝાબાદમાં કાચનાં કારખાનાં છે, તેમાં ઉત્તમ બંગડી થાય છે. મુંબઈ શહેરમાં કાચનાં હાલ ત્રણ કારખાનાં થયાં છે. પીપળોદ, સુંથ, ને જબલપુરમાં પણ કાચનાં કારખાનાં છે.

ઇંગ્લંડના નૉર્ફોક પરગણામાં ને વાઇટના ટાપુમાં કાચ બનાવવાની ઉત્તમ રેતી મળી આવે છે. ચીનમાં કાચનું ઘણું કામ થાય છે. ગ્રેટબ્રિટન, હૉલંડ, બેલ્જિયમ, જર્મનિ, અને જાપાનમાં કાચ બનાવવાનાં કારખાનાં છે.

કાગળ અને છીંટને ભીનાં કરી તે પર સરસનો આછો હાથ દઈ તે પર કાચનો ભૂકો નાખે છે. આ કાગળ ને કપડું લાકડાંને સફાઈ કરવામાં વપરાય છે.

કાચને જાતજાતના રંગ દેવાય છે. તે પર તરેહવાર ચિત્રો કઢાય છે.

કાચ પારદર્શક છે; પરંતુ આરપાર ન જોવાય એવો પણ કાચ આવે છે. એવા કાચની બારી બનાવાય છે.

હીરાકણીથી કાચને કાપવો હોય તેમ કાપી શકાય છે.

---

# પાઠ ૧૮મો

## ગધેડું

ગરીબ માણસ પણ ગધેડાં પાળી શકે છે. ઘોડાના કરતાં એ બહુજ સસ્તાં મળે છે ને થોડે ખર્ચે એનો નિભાવ થઈ શકે છે. વળી એ શરીરે મજબૂત ને સહનશીલ હોય છે. ભાર ઉપાડનાર જાનવર તરીકે એ બહુ કામમાં આવે છે. ગધેડાં પર ઈંટ, માટી, રેતી, કે બીજો બોજ લાદી લઈ જતા કુંભારને તમે જોયા હશે.

દસબાર ગધેડાંને સાથે લઈ જતાં તેમાંનાં એકેકને



જોરથી ડીફે ડીફે મારતા કુંભારને જોઈને તમારામાંનાં કેટલાંક ખુશ પણ થયાં હશો. પણ એ ખોટું છે. નિર્દોષ કામ કરનાર જાનવરને નિર્દય રીતે મારવું કે કોઈ મારતો હોય તે જોઈ રાજી થવું, એ ઠીક ન કહેવાય. જે કોઈને ઈજા ન કરે તેને મારવું કે તેને માર પડતો હોય ત્યારે રાજી થવું, એ બાયલા માણસોને છાજે.

ગધેડું દેખાવમાં ઘોડાને કેટલીક રીતે મળતું આવે છે. એના મોંની સીકલ, એના પગ, ને એના શરીરનો બાંધો ઘોડાને હોય છે તેવાં જણાય છે. પણ તપાસીને જોશો તો તમને જાણવા લાયક ફેર પણ જણાશે.

ઘોડાની ગરદન લાંબી ને વાંકવાળી હોય છે. ગધેડાની ગરદન ટૂંકી ને સીધી હોય છે. ગધેડાનું ડોકું સીધું ને નીચુંજ રહે છે. આથી ઘોડો શોભિતો જણાય છે, ત્યારે ગધેડું રૂઆબવગરનું જણાય છે.

ઘોડાના કાન નાના હોય છે ને તે આગળપડતા રહે છે. ગધેડાના કાન લાંબા હોય છે ને તે પાછળપડતા રહે છે. ગધેડાના કાન લાંબા છે, તેથી એ 'લંબકર્ણ' કહેવાય છે.

ઘોડાની માફક ગધેડાંની આંખો પણ માથાની બાજુ પર હોય છે. ડોકું ફેરવ્યા વગર ગધેડાં દરેક દિશા તરફ જોઈ શકે છે; તેથીજ ગધેડાંને પણ ઘોડાની માફક અંધારી ચઢાવવામાં આવે છે.

ચાવતી વખત ઘોડાના દાંત માત્ર ઉપરનીચે હાલે છે; ગધેડાના દાંત ઉપરનીચે તેમજ પાસાં તરફ પણ હાલે છે. બંનેને આગળ છ દાંત હોય છે ને પાછળ ચોવીસ દાઢ હોય છે.

ઘોડા કાળા, વાદળી, રાતા, સફેદ, એમ જુદા જુદા રંગના હોય છે. ગધેડાની ખાંધ ને પીઠ પર કાળો પટો હોય છે; ઘોડાને તે નથી હોતો.

ગધેડાના પગ પાતળા ને મજબૂત હોય છે. દરેક પગે એક આંગળી હોય છે ને તે પર એક ખરી હોય છે. એ ખરીને નાળ મારવામાં આવે છે, એટલે તેને ચાલતાં પત્થરની ઈજા થતી નથી.

ગધેડાં ઘણાં નરમ છે. એ કોઈને ઈજા કરતાં નથી.

એના પર દયા બતાવીએ તો એ અનહદ કામ આપ્યા કરે; પણ ઘણુંખરૂં તેને ઓછામાં ઓછું ખવડાવી, ઓછામાં ઓછો આરામ આપી, તેની પાસે વધારેમાં વધારે કામ લેવામાં આવે છે. રસ્તામાં જે કંઈ નજરે પડે તે ખાવા એ ઊભું રહે છે, તે જોઈ અજાયબ પામવા જેવું નથી.

---

# પાઠ ૧૯મો

## મકરસંક્રાંત

શિક્ષક—બાળકો, કાલે તમને મકરસંક્રાંતની રજા મળશે. એ તમને બહુ ગમશે. બોલો, કાલ તમે શું કરશો ?

હરિલાલ—સાહેબ, પતંગ ચગાવીશું.

શિક્ષક—ઠીક. પતંગના શોખીનોને જેમ પતંગ ચગાવવા ગમે છે, તેમ ધર્મિષ્ઠ લોકોને એ દિવસે શું કરવું ગમે છે, તે કહેશો ?

ગોવિંદલાલ—હા, સાહેબ. તેઓ દાન કરવામાં આનંદ માને છે.

શિક્ષક—ખરૂં. માટેજ મકરસંક્રાંત એ એક પર્વ કહેવાય છે. પર્વ એટલે ધર્મ કરવાનો દિવસ. બોલો, 'મકરસંક્રાંત' એટલે શું ?

છોકરાં—સાહેબ, અમે એ જાણતા નથી.

શિક્ષક—જુઓ. મકરસંક્રાંત એટલે મકરમાં જવું તે.

હરિલાલ—સાહેબ, મકર એટલે શું ? મકરમાં કોણ જાય છે ?

શિક્ષક—શાબાશ ! ઠીક પૂછ્યું. હું એ સમજાવતો હતો એટલામાં તેં મને પૂછ્યું. જુઓ. આકાશમાં રોજ સૂર્ય પૂર્વથી પશ્ચિમ તરફ જતો જણાય છે. એને આપણે સૂર્ય ઊગે છે ને સૂર્ય આથમે છે કહીએ છીએ, એ તો તમે જાણો છો. આકાશમાં સૂર્ય બીજી રીતે પણ ફરતો જણાય છે. તમે તડકા તરફ ધ્યાન રાખી નજર કરશો તો કાલથી તમને તે ઉત્તર તરફ વળતો જણાશે. કાલથી છ મહીના સુધી સૂર્ય થોડો થોડો ઉત્તર દિશા તરફ જઈને ઊગશે ને આથમશે. આને ઉત્તરાયણ અથવા ઉતરાણ કહે છે. ગયા છ મહીના સૂર્ય દક્ષિણ તરફથી ઊગ્યો ને આથમ્યો, એ દર્મિયાન તે ઉત્તરથી દક્ષિણ તરફ ગયો. એ દક્ષિણાયન હતું. હવેના છ મહીના ઉત્તરાયણ કહેવાશે. દક્ષિણથી ઉત્તર તરફ સૂર્યના જવાનો આ ફેરફાર કાલથી થશે; માટે કાલનો દિવસ ઉત્તરાયણ–ઉતરાણ કહેવાય છે.

આકાશમાં તારાનાં ઝુમખાં છે. કેટલાંક આપણને સિંહ, વીંછી, ઘેટું, મગર, એવાં પ્રાણીઓ જેવાં જણાય છે. દર વર્ષે સૂર્ય એવાં બાર ઝુમખાંમાંથી ફરતો જણાય છે. એ બાર ઝુમખાં બાર રાશિ કહેવાય છે. સૂર્ય એક મહીનો એક રાશિમાં, બીજે મહીને બીજી રાશિમાં, એમ બારે રાશિમાં નિયમિત રીતે પસાર થતો જણાય છે. એક રાશિમાંથી એ બીજી રાશિમાં જાય તે તે રાશિમાં સંક્રાંત થયો કહેવાય

છે. જ્યારે એ ધનુર્ રાશિમાંથી મકર રાશિમાં પેસે છે ત્યારે એનું મકરમાં સંક્રાંત–પેસવું થયું કહેવાય છે. ધનુર્ રાશિનો દેખાવ ધનુષ્ને મળતો અને મકરનો મગરને મળતો છે. દરેક રાશિમાં, સૂર્ય મહીનો રહે છે. મકર રાશિમાં પણ તે એ પ્રમાણે એક મહીનો રહે છે; પણ જે દિવસે તે એ રાશિમાં દાખલ થાય છે તે દિવસ મકરસંક્રાંત કે સંક્રાંત કહેવાય છે.

હરિલાલ—સાહેબ, બારે રાશિનાં નામ શિખવો.



શિક્ષક—મકરસંક્રાંતનો અર્થ સમજવા બારે રાશિનાં નામ જાણુવાની જરૂર નથી. તમને મેં કામજોગું શિખવ્યું છે.

હરિલાલ—સાહેબ, એ શિખવશો તો અમે રાજી થઈશું. અમને એ જાણુવાની ઇચ્છા છે.

શિક્ષક—તમને શીખવાની ઇચ્છા છે તો તે મારે શિખવવું એ મારી ફરજ છે. મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધનુર્, મકર, કુંભ, મીન, એ બાર રાશિનાં નામ છે. એનાં ચિત્ર સામે પાને છે. એ જોવાથી એનો અર્થ તમને સહેલથી સમજાશે.

---

## पाठ २०मो

### हिंमतवान् थाओ

छप्पो

हारण नर जे होय, मूर्खमां तेज गणाये;
हारण नर जे होय, उदय तेनो नहि थाये;
हारण नर जे होय, सर्वमां ते निंदाये;
हारण नर जे होय, पांचमां नहि पंकाये;
वळि हारण नर जे होय ते, संबंधीने साल छे;
अणसमजू वयथी वध्यो, पण ते नानो बाल छे. १

हारण नहि वखणाय, तणाय बिजाने जोरे;
हारण शुभ करि काम, नहीं यश कदी वधारे;

हारण माने मोत, जीववा करतां सारूं;
हारण लेखे खरूं, सर्व सुख सदैव खारूं;
वळि हारण नर जे होय ते, बीजाने पूछी करे;
सारूं नरतूं थाय तो, काया तेनी थरथरे. २

केशव

---

# પાઠ ૨૧મો

## કડી પ્રાંત: મુખ્ય સ્થળો, ભાગ ૧લો

કડી પ્રાંતમાં ઘણાં ઐતિહાસિક ને પ્રાચીન સ્થળો આવેલાં છે. પ્રાંતનું નામ કડી છે, તોપણ સદર મથક મહેસાણા છે. મહેસાણામાંથી જુદી જુદી રેલ્વે-શાખાઓ જાય છે. એક ફાંટો પાટણ અને બીજો બહુચરાજી જાય છે.

કડી પ્રાંતમાં મુખ્ય સ્થળો સિદ્ધપુર, પાટણ, કડી, વડનગર, વીસનગર, વિજાપુર, કાલોલ, ને મહેસાણા છે.

સિદ્ધપુર એ હિંદુઓની યાત્રાનું ધામ છે. એ પવિત્ર સરસ્વતી નદીને કિનારે આવેલું છે. સરસ્વતી નદી આરાસુર પર્વતમાંથી નીકળે છે. એ પર્વત પર આવેલા અંબાજી માતાના દહેરાથી ત્રણેક માઇલને છેટે કોટેશ્વર મહાદેવના દહેરામાં થઈને સરસ્વતી સિદ્ધપુર આગળ થઈ કચ્છના રણ તરફ વહે છે. સિદ્ધપુર આગળ એ નદી પવિત્ર મનાય છે. એનો પટ પહોળો છે, પણ પાણી છાછરૂં છે; નીચે રેતી છે. જેમ પિતૃશ્રાદ્ધ કરવા માટે ગયા પવિત્ર સ્થળ મનાય

છે; તેમ સિદ્ધપુર, માતૃગયા, એટલે માનું શ્રાદ્ધ કરવાનું પવિત્ર સ્થળ, મનાય છે.

સિદ્ધપુરનું મૂળ નામ શ્રીસ્થળ હતું. સિદ્ધરાજે શહેરને સુધાર્યું ત્યારથી એનું નામ સિદ્ધપુર પડયું. મૂળરાજ નામના ગુજરાતના સોલંકી રાજાએ એમાં રુદ્રમાળ નામનું મોટું મંદિર બાંધવા માંડયું એ મંદિર સિદ્ધરાજે પૂરૂં કર્યું. હાલ તેનું ખંડેરમાત્ર છે. તેનું આ નીચે ચિત્ર છે.



દિલ્હીના મુસલમાન બાદશાહ અલાઉદ્દીન ખિલજીએ રુદ્રમાળનો ઘણો ભાગ તોડી પાડ્યો ને ત્યાં મસીદ બનાવી. ગુજરાતના અહમદશાહે એનો ઘણોખરો નાશ કર્યો. હાલ એનાં ખંડેર જોવામાં આવે છે; તેથી જૂના વખતમાં એની ભવ્યતા કેવી હશે તેનો કંઈક ખ્યાલ આવે છે. અહિં બારે માસ યાત્રાળુઓ આવે છે, પણ કાર્તિકી પુનેમ પર મોટો મેળો ભરાય છે. એ શહેરમાં હોરાઓનાં બહુ મોટાં મકાન છે.

પાટણ એ જૂનું ઐતિહાસિક નગર છે. એ ગુજરાતના રજપૂત રાજાઓનું રાજધાનીનું શહેર હતું. વનરાજ ચાવડાએ એ શહેર ઇ. સ. ૭૪૫માં વસાવ્યું. એને અણહિલ નામના ભરવાડે વનવાસમાં મદદ કરી હતી, તેથી એણે એ શહેરનું નામ અણહિલવાડ પાટણ પાડ્યું, એ તમે શીખી ગયા છો. 'પાટણ' એ 'પટ્ટન' શબ્દ બગડીને થયું છે. 'પટ્ટન' એટલે શહેર.

જૂનું પાટણ નગર સરસ્વતી નદીને કિનારે હતું. કુમારપાળ રાજાનું ચરિત્ર લખાયું છે તેમાં પાટણનું વર્ણન છે, તેથી તે કેવું મોટું ને ભવ્ય હશે તેનો કંઈક ખ્યાલ આવશે.

એનો ઘેરાવો ૧૨ કોસનો હતો. એમાં ૮૪ ચકલા ને ૮૪ ચઉટાં હતાં. જુદી જુદી વસ્તુઓ વેચવાના જુદા જુદા હાટ હતા. એક મોટી ટંકશાળ હતી. હાથીદાંત, રેશમી કાપડ, હીરા, મોતી, વગેરે વેચવાનાં જુદાં ઠેકાણાં હતાં. આ પ્રમાણે એ એક મોટું શોભાયમાન અને તવંગર શહેર હતું.

---

# પાઠ ૨૨મો

## કડીપ્રાંતઃ મુખ્ય સ્થળો, ભાગ ૨જો

પાટણ શહેરનાં પટોળાં ઘણાં વખણાતાં. ગુજરાતી કવિઓએ એને કવિતામાં વર્ણવ્યાં છે. એમાં વણકરો ને કુંભારો ઘણા હોશિયાર હતા. ખત્રી વણકરો મશરૂ, રેશમી ગજીઆણી, અતલસ, સોળાં, વગેરે વણતા. હજી પણ થોડોક વેપાર રહ્યો છે. કુંભારો માટીને લાખ ચઢાવી તેનાં નકશીદાર વાસણો બનાવે છે.

સિદ્ધરાજે એમાં સહસ્રલિંગ નામનું મોટું તળાવ બંધાવ્યું હતું. તેની આસપાસ મહાદેવનાં હજાર દહેરાં હતાં. વચ્ચે નાનો ટાપુ હતો; તે પર મોટું મંદિર હતું. રાણીની વાવ, દામોદર કુવા, ભદ્રકાળીનો કિલ્લો, એ બધાં હિંદુ રાજાઓએ બંધાવ્યાં હતાં. હાલ એનાં ખંડેર માલમ પડે છે.

'રાણકી વાવ ને દામોદર કુવો, જેણે ન જોયો તે
જીવતો મુવો.'

આ ચાલતી આવેલી કવિતા પરથી વાવ ને કુવો કેવાં રમણીય હશે તે સમજાય છે.

મુસલમાન લોકોએ એમાં જુમા મસીદ બાંધી હતી, તેનાં પણ ખંડેર છે.

ઊંચી કારીગરી ને કોતરકામવાળાં નાનાંમોટાં ખંડેર ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે.

એમાં ભદ્રને ત્રણ દરવાજા છે.

ભદ્રમાં કચેરીઓ ભરાય છે. એને નમુને અમદાવાદમાં ભદ્ર ને ત્રણ દરવાજા બંધાયાં છે.



જૂના વખતનો એક બાગ છે, તે સરકારી બાગ કહેવાય છે. એમાં કાલિકા માતા ને સિંધવાઈ માતાનાં દહેરાં છે. શહેરમાં હિંદુનાં ને જૈનનાં ઘણાં દેવસ્થાનો છે ને મુસલમાની મસીદો છે.

વડનગર અને વીસનગર પણ જૂનાં શહેર છે. વડનગરનાં જૂનાં નામ ચમત્કારપુર અને નગર હતાં. નાગર બ્રાહ્મણ અને નાગર વાણીઆનું એ મૂળ રહેઠાણ હતું. અહિંથી તેઓ જુદે જુદે ઠેકાણે ફેલાયા છે. અહિં હાટકેશ્વર મહાદેવનું મોટું મંદિર છે. 'હાટક' એટલે સોનું. હાટકેશ્વરને નાગરો ઇષ્ટ દેવ માને છે. એ શહેરને સાડા ત્રણ માઇલનો ઘેરાવો હતો. એનાં ખંડેર પરથી એની ભવ્યતા કેવી હશે

તે કંઈક સમજાય છે. હાલ પણ એ નગર રળીઆમણું છે. એમાં શર્મિષ્ઠા નામનું તળાવ છે, તેની વચમાં બેટ ને ચારે બાજુએ ઓવારા બાંધેલા છે. તળાવ પાસેના મંદિરના થાંભલા ઉત્તમ કોતરણીવાળા છે. ગામને કિલ્લો છે ને તેની બહાર બે ભભકાદાર કીર્તિસ્તંભ છે.

વીસલદેવ રાજાએ વીસનગર વસાવ્યું ત્યારે તેણે વડનગરથી ઘણા બ્રાહ્મણોને બોલાવ્યા હતા. પણ તેમણે રાજાની દક્ષિણા લીધી નહોતી અને જેમણે તે લીધી તેમને ન્યાતબહાર મૂક્યા હતા. વીસનગર તાંબાપિત્તળનાં વાસણ માટે પ્રસિદ્ધ છે.

ચાણસ્મા તાલુકામાં બહેચર ગામ છે, ત્યાં બહુચરાજી માતાજીનું દહેરૂં છે. યાત્રાળુના સુખને માટે ગાયકવાડ સરકારે ઠેઠ સુધી રેલ્વે બંધાવી છે. ચૈત્રી પુનેમે ત્યાં મોટો મેળો ભરાય છે.

ઉંઝા સ્ટેશનની પાસે ઉનાવા ગામમાં મીરાં દાતારની કબર છે; તેની દરદીઓ બાધા રાખે છે.

આતરસુંબાના પેટા મહાલમાં વાત્રક નદીને કાંઠે જટડીઆ મહાદેવ છે. અહિં જાબાલિ ઋષિનો આશ્રમ હતો, એમ કહેવાય છે. મોટી શિવરાત્રીએ અહિં મેળો ભરાય છે.

---

# પાઠ ૨૩મો

## સાદા જીવનનો આનંદ

લલિતા નામની એક ગોવાળની દીકરી હતી. તેનો પિતા મરણ પામ્યો હતો અને માતા મંદવાડને લીધે



પથારીવશ હતી. આથી ગાયો ચરાવવાનું કામ તેને માથે હતું. ગામની બહાર નાની નાની ટેકરીઓ હતી, તે પર તે દરરોજ ગાયોને ચરાવવા લઈ જતી. સાંજે પાછા ફરતાં તે આથમતા સૂર્યનો દેખાવ જોઈ બહુ રાજી થતી. જ્યાં આકાશ પૃથ્વીને અડકતું દેખાય છે તે દૃષ્ટિમર્યાદાની નીચે સૂર્યબિંબનો થોડો થોડો ભાગ અને પછી આખું બિંબ ડૂબતું જોવામાં તે ગોપકન્યાને ખૂબ મઝા પડતી. તે વખતનો આકાશનો સુનેરી દેખાવ નિહાળીને તો તે ગાંડી જેવી થઈ જતી. ઘેર આવતાં એક ખેડુતની સ્ત્રી તેને એક ઊનો રોટલો ખાવા આપતી. તે ખાતી ખાતી, કુદરતની ખુબી જોતી, અને ગાયોની ઘંટડીનો મધુર ઝણુકારો સાંભળતી, આનંદમાં તે ઘેર પાછી ફરતી.

તે ગામના રાજાને એક કુંવરી હતી. તેની કાંતિ લલિતાની કાંતિને આબેહૂબ મળતી હતી. દૈવયોગે તે કુંવરી મરણ પામી. રાજાને તે ઘણી વહાલી હતી, તેથી તેના મરણથી તે શોકમાં ડૂબી ગયો. તેને કોઈ પણ રીતે ચહેન પડ્યું નહિ. તે જાણતો હતો કે લલિતા નામની ગોપકન્યા રાજકુંવરી જેવીજ દેખાતી હતી. આથી તેણે લલિતાને મહેલમાં બોલાવી, પોતાની પાસે રાખી.

હવે તો લલિતાની સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ. તેને પહેરવાને સુંદર પોશાક, ખાવાને મિષ્ટાન્ન, અને સૂવાને સુંવાળી પથારી, એમ જાતજાતના વૈભવ મળ્યા. ક્યાં એની જન્મની કંગાલ હાલત અને ક્યાં આ રાજવૈભવ !

પણ લલિતાને આ સ્થિતિમાં બહુ રસ પડ્યો નહિ. તેને પોતાની ગાયો, ટેકરી પર ફરવાની મઝા, અને સાંજે ઘેર ફરતાં મળતો ઊનો રોટલો, એ બધું રોજ યાદ આવતું અને એ સ્થિતિમાં પાછા ફરવાનું મન થતું એક દિવસ બારણા આગળ ગાયની ઘંટડીનો રણકાર સાંભળી તે પોતાનું મન વશ રાખી શકી નહિ. તે મહેલ છોડી એકદમ પોતાને ઘેર ચાલી ગઈ.

જે સ્થિતિમાં જે ટેવાયું હોય છે તેજ સ્થિતિમાં તેને રહેવું ફાવે છે. સાદા જીવનના શુદ્ધ આનંદ આગળ રાજવૈભવ તુચ્છ છે.

### ઉપજાતિ

જે જે દશામાં જન ઊછરે છે,
તે તે દશામાં સુખમાં ફરે છે;

સ્વતન્ત્ર સાદૂં જિવવૂં જિવે જે,
વિલાસથી દૂર સદા વસે તે.

---

# પાઠ ૨૪મો

## હરિશ્ચંદ્ર, ભાગ ૧લો

જૂના વખતમાં અયોધ્યામાં ત્રિશંકુ નામે રાજા હતો. તેને હરિશ્ચંદ્ર નામનો પુત્ર હતો. હરિશ્ચંદ્ર રાજા મોટો દાતાર ને સત્યવાદી હતો. તેને તારા નામની રાણી હતી અને રોહિત નામનો પુત્ર હતો. વશિષ્ઠ ઋષિ એ રાજાના કુળગોર હતા. રાજાએ ઘણા યજ્ઞ કર્યા અને બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યું. વશિષ્ઠે ઇંદ્રસભામાં જઈ રાજાના બહુ વખાણ કર્યાં, તેથી વિશ્વામિત્ર ઋષિને ગુસ્સો ચઢયો. તેમણે કહ્યું, હું હરિશ્ચંદ્ર રાજાનું સત્ય મુકાવું ત્યારે ખરો.

એક દિવસ રાજા વનમાં શિકાર કરવા ગયો. ત્યાં તે એક હરણની પાછળ દોડયો. એટલામાં તે હરણ ગૂમ થયું. એટલે કેટલીક સ્ત્રીઓએ આવી રાજા પાસે ગાયન કર્યું. રાજા તેમના પર પ્રસન્ન થયો અને તેમને કહ્યું કે જે માગવું હોય તે માગો. સુંદરીઓએ કહ્યું, રાણીને કાઢી મૂકો ને અમને પરણો. રાજાએ ગુસ્સે થઈ તેમને કાઢી મૂકી. વિશ્વામિત્ર ઋષિનો મિજાસ ગયો અને તે રાજા પાસે આવ્યા. તેમણે કહ્યું, હે રાજા, તેં મારી દાસીઓને કાઢી મૂકી મારૂં અપમાન કર્યું છે. રાજાએ ઋષિને પગે લાગી શાંત કર્યા.

એક વખત રાજા સૂતો હતો, તેને એવું સમણું આવ્યું કે મેં મારૂં આખું રાજ્ય કોઈ બ્રાહ્મણને દાનમાં આપી દીધું. રાજા જાગ્યો એટલે તેણે વિશ્વામિત્ર ઋષિને પાસે ઊભેલા દીઠા. રાજાએ તેમની પૂજા કરી કહ્યું, હે મહારાજ! જે જોઈએ તે માગો. ઋષિએ કહ્યું, મને બે ભાર સોનું આપ. ઋષિને જોઈતું સોનું આપવા રાજાએ ભંડારીને હુકમ કર્યો. વિશ્વામિત્રે કહ્યું કે હે રાજા, તું તારૂં બધું રાજ્ય તો સમણામાં મને આપી ચૂક્યો છે. માટે તું, તારી રાણી, ને કુંવર રાજ્ય છોડી નગરમાંથી બહાર નીકળો અને મારૂં



સોનું માગી લાવીને મને આપો. એમ કહી ઋષિએ તેમનાં વસ્ત્ર ઉતારી લઈ તેમને વનમાં કાઢયાં.

ઋષિ બ્રાહ્મણને વેશે તેમની પાસે વનમાં ગયા અને તેમના જોડા માગ્યા. રાજા, રાણી, તથા કુંવરે તેમને જોડા કાઢી આપ્યા. પછી ઋષિએ વનને સળગાવી મૂકયું ને રાજા ને કુંવરથી રાણીને વછૂટી પાડી. ત્યાર પછી ઋષિએ બળતું શબ લીધું અને રાણીની પાસે જઈ તેને કહ્યુ કે તારો સ્વામી વન સળગવાથી બળી મુઓ છે. જો, આ તેનું શબ. રાણી સ્વામીની પાછળ સતી થવા તૈયાર થઈ એટલે મુનિએ તેને કહ્યું, સાંજને વખતે સતી થવાય નહિ; તું મારે આશ્રમે ચાલ. રાણીએ તેમ કરવાની ના કહી અને શબને ખોળામાં લઈ રોવા માંડયું, એટલામાં વાઘ આવી તે શબને ખેંચી ગયો.

થોડા વખત પછી, રાજા, રાણી, ને કુંવર ભેગાં થયાં અને કાશી ગયાં.

---

# પાઠ ૨૫મો

## હરિશ્ચંદ્ર, ભાગ ત્રીજો

રાજા, રાણી, અને કુંવર કાશી પહોંચ્યાં એટલે વિશ્વામિત્ર ઋષિએ રાજાને કહ્યું, મને મારૂં સોનું આપ. હવે હું આગળ આવનાર નથી. ત્રણે જણાં બજારમાં વેચાવા ઊભાં રહ્યાં. એક બ્રાહ્મણે રાણી અને કુંવરને એક ભાર સોનું આપી વેચાતાં લીધાં અને એક ઘેડાએ એક ભાર સોનું આપી રાજાને



વેચાતો લીધો. આમ મેળવેલું બે ભાર સોનું ઋષિને આપી રાજા તેમને નમ્યો.

પછી ઋષિએ ઘેડાને ચઢાવ્યો, તેથી તે રાજાને રોજ મારે ને પૂરતું ખાવાનું પણ આપે નહિ. તેણે કર ઉઘરાવવા રાજાને મસાણુ મોકલવા માંડ્યો.

એવામાં વિશ્વામિત્રે એક સાપ મોકલ્યો, તે રોહિતને ડંખ્યો. ડંખથી કુંવર મરણુ પામ્યો. રાણી કુંવરનું શબ લઈ

મસાણુ ગઈ. ત્યાં તેને ખોળામાં લઈ તે કલ્પાંત કરવા લાગી. વિશ્વામિત્રે તેની પાસે જઈ કહ્યું કે તું શબને વહેલું બાળી મૂક; નહિ તો પેલો ઘેડો કર લીધા વિના તેને બાળવા નહિ દે. આથી રાણીએ તેને બાળવાની તૈયારી કરવા માંડી. એટલે હરિશ્ચંદ્ર મસાણમાં કર લેવા બેઠો હતો, તેણે ત્યાં આવી ચિતા હોલવી નાખી અને કર ચુકવ્યા વગર શબ બાળવા માટે તેણે રાણીને મારવા માંડી.

પછી બંને જણે એકબીજાને ઓળખ્યાં. કુંવરનું મરણ જાણી રાજા બેભાન થઈ ધરણી પર પડ્યો. ભાન આવ્યા પછી શબને બાળવા રજા લેવા તે ઘેડા પાસે ગયો. એટલામાં વિશ્વામિત્રે બિહામણો વેશ કરી રાણીને બિવડાવી, તેથી તે શબને લઈ પાસેના દહેરામાં ગઈ.

શોક ને થાકની મારી રાણી ઊંઘમાં પડી; એટલે વિશ્વામિત્રે લોકોને ભેગા કરી કહ્યું કે એક રાક્ષસી શબને લઈ આ દહેરામાં ભરાઈ છે.

એ ઉપરથી ઘેડાએ હરિશ્ચંદ્રને હુકમ કર્યો કે તું એને મારી નાખ. રાજા ખંજર ઉગામી તેનું માથું કાપવા જતો હતો. એવામાં વિષ્ણુએ દર્શન દઈ તેનો હાથ ઝાલ્યો અને કુંવરને જીવતો કર્યો.

વિશ્વામિત્ર ઋષિ પ્રસન્ન થયા. તેમણે રાજાને કહ્યું, હે રાજા, તું મારી કસોટીમાંથી પાર ઊતર્યો છે. ધન્ય છે તારા સત્યવાદીપણાને ! એમ કહી, આશીર્વાદ દઈ ઋષિએ અયોધ્યાનું રાજ્ય તેને પાછું આપ્યું.

ગમે તેવાં દુઃખો માથે પડે, લોકો વખાણે કે વખોડે, મરણ તત્કાળ આવીને ખડું થાય, તોપણ સત્યવાદી પુરુષો કદી સત્ય છોડતા નથી. કહ્યું છે કે—

વસન્તતિલકા

નિંદો ભલે જન જગે અથવા વખાણો,
લક્ષ્મી રહો નજિક કે તજિને જતી રહો,
આજેજ પ્રાણ નિકળો અહુ અંતરે વા,
સન્માર્ગથી સુજન તો ન ચળે કદાપિ.

એક રાજાએ પણ ઠીકજ કહ્યું છે કે—

પુષ્પિતાગ્રા

સટકિ તુરત જાય રાજ્યલક્ષ્મી,
ઉપર પડે અથવા છુરીનિ ધારા,
યમ પણ હરિ લે ભલેજ પ્રાણ,
મુજ મન તો ન તજે લગાર ધર્મ.

---

# પાઠ ૨૬મો

## રાજા અને કેદીઓ

એક રાજા એક વખતે પોતાના રાજ્યના કેદખાનામાં કેદીઓની સ્થિતિ જોવા ગયો. કેદખાનામાં નિર્દયતા દાખવવામાં ન આવે તેને માટે એને ઘણી કાળજી હતી.

રાજાએ કેદખાનામાં અનેક કેદીઓને જુદાં જુદાં કામ કરતા જોયા. જેમને સખત મજુરી સાથે કેદ ભોગવવાની

હતી તેમાંના કેટલાક પત્થર ભાંગતા હતા, કેટલાક ઘંટી ફેરવતા હતા, અને કેટલાક ખેતર ખેડતા હતા. કેદખાનાના ઉપરિ અમલદારની સારી દેખરેખ ને વ્યવસ્થા જોઈ રાજાને સંતોષ થયો.



રાજા પાછો ફરતો હતો એટલામાં તેણે ચાર કેદીને બેડી સાથે કેદખાનાના એક ભાગમાંથી બીજા ભાગમાં જતા જોયા. તે કેદીઓ રાજાની પાસે થઈને જતા હતા, એટલે તેમને વિષે રાજાને કૌતુક થયું. તેણે પહેલા કેદીને પૂછ્યું, તને શા ગુનાહ માટે કેદ કર્યો છે ?

તેણે કહ્યું, મેં કશો ગુનોહ કર્યો નથી. કેટલાક માણસો કચેરીમાં આવી મારી સામે ખોટી સાક્ષી પૂરી ગયા. ન્યાયાધીશે તેમનું કહ્યું ખરૂં માની મને ચોરીના ગુનાહ માટે કેદની શિક્ષા ફરમાવી

રાજાએ બીજા કેદીને પૂછ્યું, તને શા ગુનાહ માટે કેદ કરવામાં આવ્યો છે ?

તેણે કહ્યું, મેં પણ કંઈ ગુનોહ કર્યો નથી. અમારા ગામના નગરશેઠને ત્યાં ચોરી થઈ. પોલીસને ખરો ચોર જડયો નહિ, તેથી મારે ત્યાં થોડોક ચોરાએલો માલ રાતે છૂપી રીતે ગોઠવી દીધો. પછી મને ચોર ઠેરવ્યો. હું તો નિર્દોષ છું, મારા માબાપ !

રાજાએ ત્રીજા કેદીને પૂછ્યું, તેં શો ગુનોહ કર્યો છે ?

તેણે કહ્યું, અમારી શેરીમાં મારામારી થઈ. પોલીસ આવતા પહેલાં તોફાની માણસો નાસી ગયાં. મારા હાથમાં કડીઆળી ડાંગ હતી. તેથી પોલીસે આવતાં વારને મને પકડયો ને આટલાજ પરથી ન્યાયાધીશે મને ગુનેહગાર ઠેરવ્યો.

રાજાએ ચોથા કેદીને પૂછ્યું તેં શો ગુનોહ કર્યો છે ?

તેણે કહ્યું, માબાપ, હું જૂઠું નહિ બોલું. હું બહુ ગરીબ છું. મારી પાસે ખાવાનું ખૂટયું; તેથી પેટ ભરવા માટે મેં જગાભાઈ શેઠને ત્યાં રાત્રે દિવાલમાં ખાતર પાડી ચોરી કરી. મેં બસેં રૂપીઆ ચોર્યા. હું પકડાયો અને મને સજા થઈ.

રાજા છેલ્લા કેદીના જવાબથી રાજી થયો. તેણે કેદીઓને કહ્યું, મારા અમલદારો ખોટી રીતે કોઈને ગુનેહગાર ઠેરવતા નથી. આ ચોથો કેદી સાચું બોલ્યો. સાચું બોલનારને હું બહુ ચહાઉં છું. એણે ગુનોહ કર્યો છે, છતાં હું એને માફી આપું છું. એમ કહી સાચું બોલનાર કેદીને રાજાએ છોડી મૂકયો. રાજાનો ઉપકાર માની એ ચોરે ત્યાર પછી હમેશા સારૂં જીવન ગાળ્યું.

ઇન્દ્રવજ્રા

ગૂનો કરી સત્ય મુખે ન ભાખે, તેવા નરો કોહિ ન સૂખ ચાખે;
ગૂનો કરી સત્ય વદે મુખેથી, તેવા નરો કોહિ રહે સુખેથી.

---

# પાઠ ૨૭મો

## શરીરના અવયવો

શરીરના ત્રણ ભાગ છે:—માથું, ધડ, અને હાથપગ. માથા ને ધડની વચ્ચે ગરદન આવેલી છે. ધડના ઉપલા ભાગ સાથે હાથની જોડ ને નીચલા ભાગ સાથે પગની જોડ જોડાએલી છે. હાથ ખભા વડે ધડ સાથે જોડાએલા છે અને પગ જાંઘ સાથે જોડાએલા છે.

હાથ અને પગ વડે આપણે કામ કરીએ છીએ, માટે એ કામ કરવાની ઇંદ્રિય કહેવાય છે. આંખ, કાન, નાક, જીભ, અને ચામડી, એ પાંચ જ્ઞાન મેળવવાની ઇંદ્રિય છે. આંખ વડે આપણે કોઈ પણ વસ્તુના રૂપનું જ્ઞાન મેળવીએ છીએ; કાન વડે શબ્દનું; નાક વડે ગંધનું; જીભ વડે સ્વાદનું; અને ચામડી વડે કોઈ ચીજ સુંવાળી કે કરગરી, પોચી કે કઠણ છે, એમ સ્પર્શનું જ્ઞાન મેળવીએ છીએ.

માથું એ હાડકાનો પોલો ભાગ છે. એમાં સફેદ અને રાખોડી રંગનો પદાર્થ છે, તે મગજ કહેવાય છે. મગજમાંથી શરીરના બધા ભાગ સુધી અનેક તંતુઓ આવ્યા છે, તેની મારફત આપણને જ્ઞાન મળે છે, તેથી એ જ્ઞાનતંતુ કહેવાય છે.

ધડનો ઉપલો ભાગ તપાસીશું તો બંને તરફ પાંસળાં જણાશે. એ પાંસળાંની અંદરના ભાગમાં છાતી આવેલી છે. એને ઈશ્વરે એક પેટી જેવી બનાવી છે. એમાં શરીરના અગત્યના ભાગ આવેલા છેઃ હૃદય ને ફેફસાં.



હૃદય એ આપણી છાતીની લગભગ મધ્યમાં આવેલું છે. તમે ત્યાં હાથ મૂકશો તો તમને તેનો ધબકારો માલમ પડશે. ફેફસાં બે છે ને તે હૃદયની બે બાજુએ આવેલાં છે. એ ધમણના જેવું કામ કરે છે. હૃદય એ બંબા જેવું છે. એ લોહીને શરીરના બધા ભાગોમાં મોકલે છે. શરીરમાં ફરવાથી લોહી અસ્વચ્છ થાય છે, તેને ફેફસાં સ્વચ્છ કરે છે.



શરીરના નીચલા ભાગને પેટ કહે છે. એમ હોજરી આવલી છે. આપણે જે ખાઈએ છીએ તે દાંત વડે ચવાય છે. તે ગળામાંથી અન્નનળીમાં થઈને હોજરીમાં જાય છે અને ત્યાં તેના પચવાની ક્રિયા થાય છે. હોજરીની જમણી બાજુએ કાળજું આવેલું છે. કાળજું એ લાલાશપડતો કાળો ભાગ છે. એમાં પીળો રસ થાય છે, તેથી પાચનશક્તિને મદદ મળે છે. એ રસ તે પિત્ત. પેટમાં આંતરડાં આવેલાં છે.

---

## પાઠ ૨૮મો

### રેશમ

રેશમી કપડાં તમે બધાંએ જોયાં હશે. પુરુષો રેશમી કોરનાં ધોતીઆં પહેરે છે, રેશમી કોરની પિછોડી ઓઢે છે, રેશમી પાઘડી બાંધે છે. સ્ત્રીઓ રેશમી સાડી પહેરે છે. છોકરાં રેશમી અંગરખા ને રેશમી ટોપી પહેરે છે. રેશમની

ફીત ને કોર બને છે, તે પર સુનેરી કે રૂપેરી કસબ ભરાય છે. મખમલ ને સાટીન પણ રેશમીજ કાપડ છે અને તેનાં લુગડાં સિવડાવાય છે. મુગટા ને અબોટીઆં રેશમનાં બને છે. કીમતી પીતાંબર પણ રેશમનાં થાય છે. એ રેશમ શું છે?



એક જાતના કીડા થાય છે, તે પોતાના મોંમાંથી તાંતણા કાઢે છે, તેનું નામ રેશમ. એ કીડા રેશમ કેવી રીતે બનાવે છે, તે જાણવાની તમને રમુજ પડશે.

રેશમનો કીડો એક પતંગીઆનો થાય છે. એ પતંગીઉં દેખાવમાં સાધારણ પતંગીઆના જેવુંજ હોય છે, પણ તેનું શરીર વધારે જાડું ને લાંબા વાળથી ભરેલું, તેના પગ વધારે મજબૂત, અને પાંખ ધોળી અને કાળા પટાવાળી હોય છે. એ પતંગીઆની માદા સેંકડો ઈંડાં મૂકે છે. તે બહુ નાનાં હોય છે. તેને સેવવા તે તડકામાં રહેવા દે છે. દરેક કીડા-

માંથી એક નાની ઇયેળ નીકળે છે.

રેશમનો કીડો સેતુરનાં પાંદડાં ખાઈ પુષ્ટ થાય છે. જેમ સાપ કાંચળી ઉતારે છે, તેમ વખતે વખતે રેશમનો કીડો પોતાની ચામડી ઉતારે છે. જ્યાંસુધી તે ત્રણ તસુ લાંબો રહે ત્યાંસુધી તે એ રીતે ચામડી ઉતાર્યો જાય છે. પછી તે સેતુર ખાતો બંધ થાય છે.

હવે ઇયેળનું પતંગીઉં બનવાની તૈયારી થાય છે. તે પોતાને રહેવા માટે એક ખોખું બનાવે છે, તેને કોશેટો કહે છે. એ કોશેટામાં કીડો પોતાની આસપાસ પીળી રેશમની દોરી કાઢી વિંટાળ્યા કરે છે. તેના મોંમાં બે નાની નળી છે, તેમાંથી એ દોરી નીકળે છે.

ઇયેળનું પતંગીઉં બને છે ત્યારે તે કોશેટાનો એક છેડો કરડી બહાર આવે છે. પણ એમ થવાથી રેશમ બગડે; માટે કોશેટામાંથી કીડો બહાર નીકળે તે પહેલાં કોશેટાને ગરમ વાસણમાં મૂકે છે, એટલે કીડો મરી જાય છે. પછી કોશેટામાં કરેલું રેશમ ઉકેલે છે.

આ પ્રમાણે કીડાની ચાર સ્થિતિ થાય છે ત્યારે તેનું પતંગીઉં બને છેઃ—પ્રથમ ઈંડું હોય છે, પછી તેની ઇયેળ બને છે, પછી કોશેટામાં રહેલો કીડો, ને છેવટે પતંગીઉં.

રેશમનો કીડો પ્રથમ ચીનમાં ઉછેરવામાં આવતો હતો. જૂના વખતથી ચીના લોકો એ કળા જાણતા હતા. ચીનથી એ કળા હિંદુસ્તાનમાં ને યુરોપમાં પ્રસરી.

હિંદુસ્તાનમાં દહેરાદૂન, કાશ્મીર, આસામ, મ્હૈસૂર, અને પૂર્વ બંગાળામાં રેશમના કીડા ઉછેરી રેશમ કઢાય છે.

મધ્ય હિંદુસ્તાનમાં ભીલ લોકો એક જાતના તસર નામના કીડા જંગલમાં ઉછેરે છે. આ કીડાના રેશમનું તાસ નામનું કપડું બને છે.

રેશમના કીડા દિવેલીનાં પાંદડાં પણ ખાય છે. બીજા કીડાની માફક રેશમ ઉકેલવા આ કીડાને મારી નાખવા પડતા નથી.

---

# पाठ २९मो

## संसार कोने सुखद छे?

### हरिगीत

विद्या वडे विनये विवेके विश्वमां वखणाय छे,
सहुने सुखे देखी हृदयमां रोज राजी थाय छे;
जेने धरा धन धामना वैभव विषे धिक्कार छे,
एवा सदाचरणी पुरुषने सुखद आ संसार छे. १

सत्संग साचो संत ने गुणवंतनो जेने गमे,
खळलोक खार कदी करे अपराध खांते ते खमे;
जेने जगतमां जन्मथी ईश्वरतणो आधार छे,
एवा सदाचरणी पुरुषने सुखद आ संसार छे. २

चिंता चितामां चित्त जेनुं लेश पण तपतुं नथी,
परधन अने परधाम जेने जन्मथी खपतुं नथी;
अतिदुष्ट दुर्गुण दोषथी जे हृदयमां डरनार छे,
एवा सदाचरणी पुरुषने सुखद आ संसार छे. ३

केशव

# પાઠ ૩૦મો

## ખલીફા હઝરત ઇમામ અલી, ભાગ ૧લો

હઝ઼રત અલી હઝ઼રત મુહંમદ પેગંબરના કાકાના દીકરા ને જમાઈ હતા. તેઓ કુરેશી નામની ખાનદાન ટોળીના હતા. આરબ લોકો જે ત્રણ ગુણોને કીમતી ગણે છે તે ત્રણે તેમનામાં હતા–હિંમત, છટા, અને ઉદારતા. આરબોએ સંઘરેલાં કેટલાંક કાવ્ય ને કહેવતોમાં તેમની છટા જણાઈ આવે છે. તેમની હિંમતને લીધે પેગંબર સાહેબ તરફથી તેમને 'શેરે–ખુદા' (ઈશ્વરનો સિંહ) એવી પદવી મળી હતી. દરેક જાતના જૂઠાણા ને નીચપણાને તેઓ તિરસ્કારતા હતા.

હઝ઼રત મુહંમદ પેગંબરે નવા ધર્મનો બોધ કર્યો તે વખતે શરૂઆતમાં જે થોડા એમના ચેલા થયા તેમાંના હઝ઼રત અલી એક હતા. પેગંબર સાહેબે લોકોને ઉપદેશ કર્યો અને પૂછ્યું, મારા પવિત્ર કામમાં તમારામાંથી કોણ મારી સાથે જોડાશો ?

સાંભળનારાઓમાંથી કોઈએ જવાબ દીધો નહિ. આખરે તેમનામાંના ઉમરે નાનામાં નાના, માત્ર ૧૧ વર્ષના, હઝ઼રત અલી ઉત્સાહથી બોલી ઊઠ્યા, "હે અલ્લાહના પેગંબર, હું, હું તમારી સાથે જોડાઈશ."

એઓ પેગંબર સાહેબને ઘણા પ્રિય હતા. જ્યારે પેગંબર સાહેબના શત્રુઓ એમનો જીવ લેવા એમના ઘરની આસપાસ એકઠા થયા ત્યારે એઓ હઝ઼રત અલીને ઘર સોંપી મક્કાથી

ચાલ્યા ગયા. હઝ઼રત અલી તેમાં પેગંબર સાહેબની પથારીમાં સૂઈ રહ્યા. કાફ઼રોએ ઘરમાં પેસીને તેમને પૂછ્યું કે હઝ઼રત મુહંમદ ક્યાં છે? હઝ઼રત અલીએ કહ્યું, "ખુદાના પેગંબરની ખુદાને ખબર." આ પ્રમાણે તેમણે પેગંબર સાહેબને બહુ કીમતી મદદ કરી હતી.

હઝ઼રત મુહંમદ પેગંબરની પછી હઝ઼રત અબુ બકર, હઝ઼રત ઉમર, ને હઝ઼રત ઉસમાન અનુક્રમે ખલીફ઼ા થયા. આમાંના છેલ્લા ખલીફ઼ા હઝ઼રત ઉસમાનની સામા તરકટ થવાથી બંડ થયું ને પરિણામે હઝ઼રત ઉસમાનનું ખૂન થયું. આથી ખલીફ઼ાની જગા ખાલી પડી. આ અરાજક સ્થિતિમાં ખિલાફ઼ત માટે ચાર ઉમેદવાર હતા, તેમાંના એક હઝ઼રત અલી હતા.

---

# પાઠ ૩૧મો

## ખલીફ઼ા હઝ઼રત ઇમામ અલી, ભાગ રજો

હઝ઼રત અલીના ખિલાફ઼તના હક્કને કૂફ઼ાના ને ઈજિપ્તના લોકોએ તેમજ ઘણાખરા આરબોએ સ્વીકાર્યો. પરંતુ હઝ઼રત મુહંમદ પેગંબરનાં પત્ની આએશા તેમની વિરુદ્ધ હતાં. એક વાર હઝ઼રત અલીએ તેમના શિયળ પર શક બતાવ્યો હતો; તે વાત તેમના મનમાંથી ગઈ નહોતી.

હઝ઼રત અલીને ખલીફ઼ા તરીકે પસંદ કરવામાં આવ્યા, ત્યારે એમના ત્રણ હરીફ઼ોમાંથી સીરિયાના હાકેમ હઝ઼રત

મોઆવીઆ દૂર હતા ને બાકીના બેએ તેમને ખલીફા તરીકે કબૂલ કર્યા. હઝરત અલીએ તેમને કહ્યું કે હું સ્વતંત્રતાથી અમલ ચલાવીશ ને મારી ન્યાયબુદ્ધિ પ્રમાણે વર્તીશ. તમે ખરા દીલથી કહો કે તમે મને સ્વીકારો છો ? ન સ્વીકારતા હો તો હું તમને ખલીફા તરીકે કબૂલ કરવા અને મદદ કરવા તૈયાર છું. તેમણે હા કહી, પણ પાછળથી તેઓ તેમની સામા થયા.

હઝરત અલીએ પ્રાંતોના જૂના હાકેમોને કાઢી નવા નીમવા માંડ્યા. તેમના સલાહકારોએ તેમને એમ કરવા ના કહી, પણ તે તેમણે માની નહિ. તેમણે નીમેલા પાંચ હાકેમોમાંથી ચાર પોતાના પ્રાંતોનો કબજો લઈ શક્યા નહિ. પછી તેમણે હઝરત મોઆવીઆને પત્ર લખ્યો કે તમે મારી તરફ વફાદારી દર્શાવો. એ પત્ર તેમણે પોતાના ખાસ માણસ સાથે મોકલ્યો. હઝરત મોઆવીઆએ જવાબમાં એક કાગળ સિક્કો મારી પોતાના ખાસ માણસ સાથે મોકલ્યો. તેના પરબીડીઆ પર 'મોઆવીઆ તરફથી અલીને' એવું લખ્યું હતું.

હઝરત મોઆવીઆના માણસે મદીનામાં આવી લાકડીના છેડા પર આ પત્ર ઊંચો કર્યો કે બધા માણસો સરનામું વાંચી શકે. લોકો ભેગા થયા ને હઝરત અલીએ તેમના દેખતાં તે પરબીડીઉં ખોલ્યું તો તે ખાલી દીઠું. આ રીતે હઝરત મોઆવીઆએ દર્શાવેલો તિરસ્કાર ખુલ્લો થયો.

બીબી આએશાએ ઘણાં માણસોને હઝરત અલીની સામે ઉશ્કેર્યાં. તેમણે બસ્રા જીત્યું ને ત્યાંના હાકેમની દાઢી

તોડી નાખી. કરીબા આગળ બંને પક્ષ વચ્ચે લડાઈ થઈ, તેમાં આએશા ઘાયલ થયાં. હઝ઼રત અલીએ તેમની સારવાર માટે ૪૦ દાસીઓ આપી તેમને મદીના મોકલ્યાં.

કરીબાની જીતથી બીબી આએશાના વિરોધનો છેડો આવ્યો. હઝ઼રત અલીની સત્તા અરબસ્તાન, ઇરાન, ને ઈજિપ્તમાં દૃઢ થઈ. પણ હઝ઼રત મોઆવીઆ તેમની સામા હતા. તેમને નરમ પાડવા તેમણે સીરિયા પર ચઢાઈ કરી.

---

# પાઠ ૩૨મો

## ખલીફા હઝરત ઇમામ અલી, ભાગ ૩જો

લડાઈ ઘણા દિવસ ચાલી ને તેમાં ઘણા માણસોનો સંહાર થયો. હઝ઼રત અલીનું લશ્કર જીત પર હતું ત્યારે સામા પક્ષે તરકટ રચી ભાલાની અણી પર કુરાનનાં પાનાં ઊંચાં કર્યાં. આ તદબીરમાં તેઓ ફાવ્યા. એ જોઈ હઝ઼રત અલીના સિપાઈઓએ હથિયાર મૂકી દીધાં. હઝ઼રત અલીએ સમજાવ્યા કે આ તો યુક્તિ છે; પણ તેમણે તે માન્યું નહિ.

પછી બંને પક્ષ તરફથી મધ્યસ્થ નીમી કજીઆનો અંત લાવવાનું નક્કી થયું. હઝ઼રત અલીએ પોતાની તરફના મધ્યસ્થ માટે બે નામ કહ્યાં, તે હઝ઼રત મોઆવીઆએ કબૂલ કર્યાં નહિ. આખરે હઝ઼રત અલીને અબુ મુસાને પોતાના મધ્યસ્થ તરીકે કબૂલ કરવો પડ્યો. હઝ઼રત મોઆવીઆ તરફથી અમ્ર મધ્યસ્થ નિમાયો.

ઘણા દિવસ મસલત કર્યા પછી અમ્રે અબુ મુસાને સમજાવ્યો કે બંનેને ખલીફાના પદ પરથી ઉઠાડી ત્રીજાને નીમવો. આથી અબુ મુસાએ જાહેર કર્યું કે હું મારી આંગળી પરથી વીંટી ઉતારૂં છું તેમ બંને ખલીફાને પદવી પરથી ઉઠાડી મૂકું છું. પછી અમ્રે જાહેર કર્યું કે અબુ મુસાએ હઝ઼રત અલીને પદવી પરથી ઉતાર્યો છે. હું પણ એને ઉતારૂં છું ને મારી આંગળી પર આ વીંટી દાખલ કરૂં છું તેમ હઝ઼રત મોઆવીઆને હું ખિલાફતમાં દાખલ કરૂં છું.

ત્યાર પછી હઝ઼રત અલીની સત્તા ધીમે ધીમે ઓછી થવા માંડી. એમના હાથમાંથી ઈજિપ્ત ગયું અને હઝ઼રત મોઆવીઆએ મક્કા ને મદીનામાં પોતાનો વાવટો ઊભો કર્યો. આ લડાઈ દર્મિયાન કેટલાક ઝ઼નુની મુસલમાનોએ અશાંતિનાં કારણરૂપ હઝ઼રત અલી, હઝ઼રત મોઆવીઆ, ને અમ્ર, ત્રણેનાં ખૂન કરવાનો ઠરાવ કર્યો. ત્રણ ખૂની ત્રણ માર્ગે ગયા. હઝ઼રત મોઆવીઆ પર ઘા થયો, પણ તેમાંથી તે ઊગર્યો. હઝ઼રત અલીને મસ્જિદમાં ઘા થયો, તે નાશકારક નીવડ્યો. ઘાયલ થયા પછી ત્રણ દિવસે તેઓ ગુજરી ગયા. તેમની ઉમર ૬૩ વર્ષની હતી. તેઓ વિદ્વાન્ હતા ને વિદ્યાને ઉત્તેજન આપતા. ઇરાનીઓ તેમને માત્ર મહાન્ હઝ઼રતથીજ ઊતરતા ગણે છે. તેમનાં કેટલાંક ઉત્તમ વચનો નીચે આપ્યાં છેઃ—

૧. તક જાય છે જલદી, આવે છે ધીમી.

૨. મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો.

૩. જિંદગી વાદળાની છાયા છે; તે સમણા જેવી છે.

૪. માણુસ કેવો છે તે આચરણથી જણાય છે; તેની બુદ્ધિ કેવી છે તે ભાષણથી જણાય છે.

---

# પાઠ ૩૩મો

## અભિમન્યુ, ભાગ ૧લો

અભિમન્યુ અર્જુન ને સુભદ્રાનો પુત્ર હતો. શ્રીકૃષ્ણનો એ ભાણેજ હતો. એવું માનવું હતું કે એ કૃષ્ણનો પૂર્વ જન્મનો વેરી હતો. તેથી કૃષ્ણ એનો ઘાટ ઘડવામાં રાજી હતા.

પાંડવો મત્સ્ય દેશમાં છૂપે વેશે રહેતા હતા, તે વખતે વિરાટ રાજાની પુત્રી ઉત્તરા અર્જુનની શિષ્ય હતી. પાંડવો છૂપો વેશ છોડી વિદાય થયા ત્યારે વિરાટ રાજાએ અર્જુનને કહ્યું કે તમે ઉત્તરાને પરણો. અર્જુને કહ્યું કે મેં એને ભણાવી છે. ગુરુ ને શિષ્યનો સંબંધ પિતા અને અપત્યના સંબંધના જેવો છે; માટે હું એને નહિ પરણું.

"જે ભણાવી મેં પુત્રી કરી, તેને ક્યમ કહું સુંદરી,
જો ગુરુ ઇચ્છે શિષ્યાથી સંતાન, તો ઉદયાચળ કેમ ઉગે ભાણ;
અભિમન્યુ છે મારો બાળ, જેનો મામો શ્રીગોપાળ,
તેને પુત્રી આપો તમે, સગા વેવાઈ થાશું અમે."

અભિમન્યુની સાથે એને પરણાવો. વિરાટ રાજાએ ઉત્તરાને અભિમન્યુની સાથે પરણાવી.

અભિમન્યુ ઘણો પરાક્રમી હતો. મહાભારતનું યુદ્ધ થયું તેમાં એણે ઘણું પરાક્રમ બતાવ્યું હતું.



પાંડવોને હરાવવા માટે કૌરવોએ સબળ પ્રયત્ન કર્યો હતા. તેમાં એક દ્રોણાચાર્યના ચકાવાનો હતો. દ્રોણે એ ચકાવાની ગોઠવણ એવી કરી હતી કે જે એ સમજી ન શકે તે અંદર ગયા પછી સપડાઈ જાય. એ ગોઠવણને દ્રોણનો ચક્રવ્યૂહ કહે છે.

અર્જુન સિવાય બીજો કોઈ યોદ્ધો આ ચકાવાની ગોઠવણ સમજતો નહોતો. એ ચકાવામાં સાત કોઠા હતા. અભિમન્યુને ૭ કોઠા વિષે સમજણ હતી.

અર્જુને મહાભારતના યુદ્ધમાં પહેલા બાર દહાડા કૌરવોને માર્યા. તેરમે દહાડે કૃષ્ણે અર્જુનને કૌરવોના લશ્કરમાંના

સંશપ્તક નામના ભાગ સાથે લડવા જવા યુક્તિથી ફરજ પાડી. તે વખતે યુદ્ધનો બોજો ચલાવવાની જેને સમજ હતી એવા અભિમન્યુને શિર નાખ્યો. સાતમા કોઠાનું જ્ઞાન અભિમન્યુને નહોતું. તે સ્થળે તેના કાકા ભીમે મદદ આપવા વચન આપ્યું હતું. ભીમે કહ્યું હતું કે મારી ગદાથી હું એ કોઠામાં પૂરો પડીશ.

અભિમન્યુને એકાએક રણમાં જવાની ફરજ પડી ત્યારે માતા સુભદ્રાને વિચાર આવ્યો કે તે પહેલાં ઉત્તરાની સાથે એનો મેળાપ કરાવવોજ જોઈએ. કદાચ રણમાંથી એ જીવતો ન આવે તો પાંડવો નિર્વંશ રહે. એમ ધારી સુભદ્રાએ ઉત્તરાને પિયેરથી તેડાવી.

ઉત્તરા ને અભિમન્યુનો મેળાપ થયો. અભિમન્યુ ઉત્તરાનું સૌંદર્ય જોઈ મોહિત થયો. હે સ્વામી! હું તમને યુદ્ધમાં નહિ જવા દઉં, એમ કહી ઉત્તરાએ સ્નેહને બળે અભિમન્યુને રણમાં જતો અટકાવવા પ્રયત્ન કર્યો. પણ અભિમન્યુને લડવું એ અત્યારે ફરજ હતી. એક પાસ પ્રેમ ને એક પાસ કર્તવ્ય, એ બે બળો અભિમન્યુના મનને સામસામું ખેંચતાં હતાં. ક્ષત્રિયને છાજે તેમ કર્તવ્યબળ આખરે વિજયી થયું.

અભિમન્યુ લડવા જશેજ એમ ઉત્તરાને નક્કી લાગ્યું ત્યારે તેણે પણ એક ક્ષત્રિયાણીને છાજે તેવું વર્તન રાખ્યું. તેણે સ્વામીને કહ્યું, ભલે, જવુંજ છે તો જાઓ; મારો કે મરો, પણ કાયર થઈ પાછા ન હટશો. તું કાયર પુરુષની પત્ની છે એવું મહેણું મને અત્યંત દુઃખદ થશે. જાઓ ને વિજયી થાઓ !

# પાઠ ૩૪મો

## અભિમન્યુ, ભાગ ૨જો

તે શૂર યુવાન એ પ્રમાણે યુદ્ધમાં ગયો.



અભિમન્યુનો ચકાવો

પ્રથમ એણે શલ્ય વગેરે મોટા યોદ્ધાઓ સાથે લડાઈ કરી તેમને હરાવ્યા. એ લડાઈમાં એણે આગળ જતાં દુર્યોધનના પુત્ર લક્ષ્મણને ઠાર કર્યો.

૭ કોઠાઓ વીંધી લડતો લડતો ને કૌરવોને હરાવતો હરાવતો અભિમન્યુ સાતમા કોઠા આગળ ગયો. હવે

અભિમન્યુને પોતાના પાંડવદળથી છૂટો પાડવા માટે જયદ્રથે અભિમન્યુ ને પાંડવદળની વચમાં પોતાનું સૈન્ય ગોઠવ્યું.

આવી નોંધારી સ્થિતિમાં દ્રોણે અભિમન્યુના સારથિનું મસ્તક છેદ્યું. અશ્વત્થામા, કૃતવર્મા, ભૂરિશ્રવા, ને દ્રોણે મળી રથના ઘોડા ને સારથિ બધાંને પૂરાં કર્યાં. એટલે અભિમન્યુ રથ વિના લડ્યો. એ ભાંય પર ખડ્યો ને ગદાથી લડ્યો ને બાહુબળે જેટલાને મરાય તેટલાને એણે માર્યા. હવે એ નિરાધાર બન્યો હતો. એણે ભીમને સંભાર્યો.

“ જેમ પારધીએ પોપટ વીંધ્યો, તરફડે વનમાંય;
તેમ કુંવર ત્યાં કષ્ટ પામ્યો, કોણ આવે તેની સહાય.
કૃષ્ણ અર્જુન ત્યાં સંભાર્યા, પિતા માતુલ કો ધાય;
વાઘે વિંટયો જવ મૃગલો, શી જીવ્યાની આશાય.
કાકા કહીને સાદ કીધો, કો ન સાંભળે મારો બોલ;
ભીમને કર્ણે પડે નહીં, માટે કૌરવ વગાડે ઢોલ. ”

અન્તે એ વીર યુવાન હણાયો.

પાંડવો આથી ઘણા ગમગીન થયા. અર્જુનને ઘણુંજ ખુંનસ ભરાયું. કાલ સાંજ પહેલાં જયદ્રથને ન મારૂં તો હું બળી મરીશ એમ અર્જુને પ્રતિજ્ઞા લીધી. તે પ્રમાણે પોતાના જુવાન છોકરાના મારનાર જયદ્રથને મારી તેણે પોતાના વેરનો ભડકો શમાવ્યો.

---

# પાઠ ૩૫મો

## સાપ



ઉપલું ચિત્ર સાપનું છે. એના શરીરને વિષે તમને કંઈ નવાઈ જેવું લાગે છે?

હા, ગુરુજી. એ લાંબું ને વાંકુચુકું છે.

ખરૂં છે. પણ બીજું કંઈ તમને ખાસ લાગે છે? એના હાથપગ ક્યાં છે?

ગુરુજી, હાથ કે પગ જણાતાજ નથી. એ શું?

ખરૂં કહ્યું. સાપને હાથ કે પગ હોતા નથી.

ગુરુજી, ત્યારે એ ચાલે છે કેવી રીતે? અમને આજ સાપ વિષે શિખવો.

ઠીક. જુઓ. પાછલે પાને સાપનું હાડપિંજર છે. જુઓ, એને કેટલાં બધાં માંસળાં છે! તમારા શરીરમાં છાતીની દરેક બાજુએ જ્યારે બાર માંસળાં છે ત્યારે સાપને આખે

શરીરે હરેક બાજુએ ત્રણસેં પાંસળાં છે. બે બાજુનાં પાંસળાં-ની વચમાં તમારે જેમ કરોડ છે તેમ એને પણ કરોડ



હાડપિંજર

છે. સાપની કરોડ ગાંઠાગાંઠાવાળાં હાડકાંના કકડાઓની બનેલી છે, સલંગ હાડકાંની નહિ. તેથી તેને જેમ વાળવી હોય તેમ વાળી શકાય છે. પાંસળાં આ કરોડ સાથે જોડાયાં છે, તેથી તે આગળ, પાછળ, તેમજ આજુબાજુ વાળ્યાં વળી શકે છે. સાપને ગૂછળું થઈને પડવું આથીજ ફાવી શકે છે.

સાપને પગ નથી, એ ખરી વાત છે. પણ પગની ગરજ એનાં પાંસળાંની નીચે જોડાએલાં શરીરનાં એક જાતનાં ભીંગડાં સારે છે. સાપને ચાલવું હોય ત્યારે એનાં

પાંસળાં હાલે છે ને પાંસળાં હાલે એટલે એનાં ભીંગડાં હાલે છે. આ ભીંગડાં હાલેથી સાપ આગળ સરે છે ને જે જમીન કે ઝાડ પર તેને ચાલવું હોય તે પર શરીરને સ્થિર કરે છે.

સાપને વિષે વધારે વિચિત્ર વસ્તુ એ છે કે એને અણીવાળા દાંત નથી. એના દાંત મોંમાં ગળા તરફ વળેલા હોય છે. તેથી એ ચાવી શકતો નથી. દેડકાં, ઉંદર, ખિસકોલી, ને નાનાં પક્ષીઓને ખાઈને સાપ જીવે છે. શિકારને એ આખો ને આખો ગળી જાય છે.

સાપને ગાયન ઘણું ગમે છે. મદારી મોરલી વગાડે છે ત્યારે એ ધ્યાન દઈને તે સાંભળે છે. ગાયન ચાલે તેટલો વખત એ તેમાં ગુલતાન બને છે.

બધા સાપ ઝેરી હોય છે. તેમના મોંના પાછલા ભાગમાં બે કોથળી હોય છે, તેમાં સાપનું ઝેર હોય છે. ડંશ મારતી વખતે આ ઝેર સાપના આગળ પડતા બે પોલા દાંતમાંથી બીજાં પ્રાણીનાં શરીરમાં દાખલ થાય છે.

અજગર એ એક જાતનો મોટો સાપ છે. એ ઘણો લાંબો હોય છે. મોટાં પ્રાણીઓને પણ એ ગળી શકે છે. એકાદ મોટું પ્રાણી ગળ્યા પછી એ થોડાક દિવસ સુધી સુસ્તીમાં કે ઊંઘમાં પડી રહે છે ને ગળેલું પ્રાણી હજમ થાય ત્યારે જાગે છે.

---

# પાઠ ૩૬મો

## ખોટા રિવાજ

રિવાજ એટલે ઘણા વખતથી ચાલતી આવેલી રીત. એ રીત હાલ સારી હોય કે ખોટી હોય, એથી લાભ થતો હોય કે ગેરલાભ, તોપણ લોકોને તે એકદમ છોડવી ગમતી નથી.

લાંબા વખતથી આ રિવાજ ચાલ્યો આવે છે, શું આપણા ઘરડા મૂર્ખ હતા, અને આપણે તેમનાથી વધારે ડાહ્યા છીએ, એવી દલીલ બતાવી અણસમજુ લોકો ખોટા રિવાજને પણ વળગી રહે છે.

અમુક ધારો શરૂ થયો ત્યારે લાભકારક હોય; પણ તે હમેશ તેવો રહે નહિ. વખતે વખતે સુધારો કરવાની જરૂર જણાયે તેમાં સુધારો કરવોજ જોઈએ.

જૂના વખતમાં, જ્યાંસુધી વિદ્યાભ્યાસ પૂરો થયો ન હોય અને ગુરુ તરફથી રજા મળી ન હોય ત્યાંસુધી લોકો લગ્ન કરતા નહોતા. આથી, મોટી વયે લગ્ન થતાં હતાં અને તેમ થવાથી વરકન્યાનાં શરીર બરાબર ખીલતાં ને તેમની સંતતિ પણ મજબૂત બાંધાની રહેતી.

ધીમે ધીમે, આ રિવાજ તદ્દન બદલાઈ ગયો. લોકોએ છોકરાછોકરીને બહુ નાની વયમાં પરણાવવા માંડ્યાં. આથી દિવસે દિવસે સંતતિ બહુ નબળી થતી ગઈ અને અકાળ મરણ થવા માંડ્યાં. ઘણી કન્યાઓ બાળપણમાંજ વિધવા

થઈ અને જે ન્યાતમાં પુનર્લગ્નનો ધારો નથી તે ન્યાતમાં તેમનાં દુઃખનો પાર રહ્યો નહિ.

વિધવાઓનાં દુઃખ જોઈને દયાળુ પુરુષને કમકમાટ છૂટ્યા વિના રહેતો નથી. આથી તેમજ કેળવણીના પ્રસારથી દિવસે દિવસે બાળલગ્ન ઓછાં થતાં જાય છે; પણ હજી તે તદ્દન નાબૂદ થયાં નથી.

છોકરાંને કેળવણી આપી ઠેકાણે પાડવાનું કામ માબાપનું છે. છોકરીને માટે સારૂં ઠેકાણું શોધવામાં માબાપને ઘણી હરકત નડે છે. પસંદગી કરવાનું મંડળ સાંકડું હોય છે, તેથી મુશ્કેલી વધે છે.

કન્યા તો રૂપને ઇચ્છે, માબાપો વિત્તબોધને,
બંધુઓ કુળને ઇચ્છે, મીઠાં ભોજનને બિજાં.

આ શ્લોકમાં કહ્યું છે તેમ સાધારણ રીતે વર પસંદ કરવામાં કન્યા રૂપ જુએ છે, મા વિત્ત, ને બાપ તેની વિદ્યા જુએ છે; સગાંસંબંધી કુળ જુએ છે, ને અન્ય જ્ઞાતિજનો તો મિષ્ટાન્નજ તાકે છે. ઘરનાં માણસે રૂપ, વિદ્યા, વિનયાદિ ગુણ, અને કુળની સ્થિતિ, એ બધાં પર લક્ષ રાખી વરની પસંદગી કરવી જોઈએ. કન્યાની ઉમર કરતાં વરની પાંચેક વર્ષ મોટી જોઈએ.

લગ્ન તેમજ મરણ વખતે ન્યાતવરા ને બીજો ખર્ચ ગુંજાશ ઉપરાંત કરવાથી માણસની પાયમાલી થાય છે. તેને માટે કોઈ દિવસ દેવું કરવું નહિ. લોકો થોડો વખત વાહવાહ કરશે, પણ તમારે જીવતાં સુધી વેઠવું પડશે.

હમેશ કરકસરથી ઘરવહેવાર ચલાવવો. કરકસર એ મોટો ભાઈ છે, એ કદી ભૂલવું નહિ.

મુઆંની પાછળ રોવાકૂટવાની હદપાર ઘેલછા કરવાની ચાલ બધી રીતે વખોડવા લાયક છે. શોક થાય ને રોવું આવે એ સ્વાભાવિક છે, પણ તેને માટે રાગડા તાણવાની જરૂર નથી.

---

# પાઠ ૩૭મો

## ઇમામ હસન અને હઝરત મોઆવીઆ

હઝ્રરત અલીની શહાદત પછી તેમના પુત્ર હઝ્રરત હસન ખલીફા થયા. પણ હઝ્રરત અલીના સ્વર્ગવાસ પહેલાં હઝ્રરત મોઆવીઆએ પોતાને ખલીફા તરીકે જાહેર કર્યો હતા; તેમણે હઝ્રરત હસનનો દાવો કબૂલ કર્યો નહિ. હઝ્રરત હસનમાં હઝ્રરત અલીનું ધર્મચુસ્તપણું હતું, પણ તેમની હિંમત નહોતી. તેઓ શાંત સ્વભાવના હતા ને તોફાની સમયને પહોંચી વળવાની તેમનામાં શક્તિ નહોતી. આથી તેમણે છએક માસ ખિલાફત ભોગવી હઝ્રરત મોઆવીઆ સાથે શરત કરી ખિલાફતનું રાજીનામું આપ્યું. એ શરત પ્રમાણે હઝ્રરત મોઆવીઆના ગુજરી ગયા પછી હઝ્રરત હસન કે તેમના વારસ ખલીફા થાય, એવું નક્કી થયું. આવી શરત કરી હઝ્રરત હસન શાંત જિંદગી ગાળવા મદીના ગયા. ત્યાં ગયા એટલે આવી સહેલાઈથી પદવી છોડવા માટે તેમના મિત્રોએ તેમને ઠપકો દીધો.

હઝ્‌રત મોઆવીઆને લાગ્યું કે જ્યાંસુધી હઝ્‌રત હસન જીવતા છે ત્યાંસુધી પોતાની પછી પોતાના પુત્ર યઝીદને ખિલાફત મેળવવાનો માર્ગ સરળ નથી. આથી તેમણે હઝ્‌રત હસનનું કાસળ કાઢવા પ્રયાસ કર્યો. એ કામને માટે તેમણે તેમની સ્ત્રીને હાથમાં લીધી. તેને અમુક રકમ આપવી અને હઝ્‌રત હસનના મરણપછી યઝીદે તેની સાથે નિકાહ પઢવા, એવું નક્કી કરવામાં આવ્યું. તે સ્ત્રીએ તે પ્રમાણે રૂમાલમાં ઝેર નાખી તે તેમને દીલે ફેરવ્યો. આથી હઝ્‌રત હસનને ઝેર ચઢયું ને તેથી તેઓ ગુજરી ગયા. મરણ-સમયે તેમના ભાઈ હુસેને તેમને પૂછ્યું કે તમને ઝેર દીધાનો કોના પર શક છે; પણ તે તેમણે કહ્યું નહિ. તેમણે કહ્યું, “અરે ભાઈ! આ દુનિયાનું જીવન રાત્રીઓનું બનેલું છે અને તે ચાલી જાય છે; ખુદાની પાસે એ ને હું, અમે બંને એકઠા થઈએ ત્યાંસુધી એનું નામ દેવું નહિ.” તેમનું જીવન ધર્મિષ્ઠ અને દાખલો લેવા લાયક હતું.

હઝ્‌રત મોઆવીઆ પોતાનાજ કુળમાં ખિલાફત રાખવા ઘણા ઉત્સુક હતા, તેથી તે માટે તેમણે ઘણો પ્રયત્ન કર્યો. તેઓ હઝ્‌રત અલી કરતાં વધારે વિવેકી, સ્નેહાળ, ને પહોંચવાળા હતા. તેમને મનુષ્યસ્વભાવની વધારે માહીતી હતી અને પોતાનું કામ પાર પાડવા કેવા ઉપાયો યોજવા તે તેઓ બરાબર જાણતા હતા. ઘણાં વર્ષ થયાં તેમની મરજી ખિલા-ફતને વંશપરંપરાએ ઊતરે એવી કરવાની હતી અને તે પોતાના વંશમાં રાખવી એવી તેમની ઇચ્છા હતી. આથી તેમણે ખુલ્લી રીતે યઝીદને પોતાનો વારસ નીમ્યો અને જુદા

જુદા પ્રાંતોના હાકેમોને લખી મોકલ્યું કે એને ખલીફા તરીકે સ્વીકારવા તમારી તરફથી માણસોને દમાસ્કસ મોકલો.

હઝરત મુહંમદ પેગંબરે પણ પોતાની પછી વારસ તરીકે કોઈને નીમ્યો નહોતો અને હઝરત અબુ બકર, હઝરત ઉમર, ને હઝરત ઉસમાને પણ મહાન્ હઝરતનો દાખલો લઈ પોતાની પાછળ વારસ નીમ્યા નહોતા. પણ હઝરત મોઆવીઆની સત્તા એવી તો પ્રબળ હતી કે એના રાજ્યના બધા ભાગમાંથી એલચીઓ આવ્યા ને તેમણે યઝીદને સ્વીકારવાનું વચન આપ્યું. આમ પોતાના પુત્ર યઝીદને માટે ખિલાફત દૃઢ કરી, હઝરત મોઆવીઆ લગભગ વીસેક વર્ષ ખલીફા રહી, મોટી વયે ગુજરી ગયા.

---

# पाठ ३८मो

## जेने वीती होय ते जाणे.

**काफी**

जेने वीती होय ते जाणे, अजाण्यो कांइ न जाणे. टेक
कांटो बराबर बोरडीकेरो, हाथमां वाग्यो होय,
वाग्या विनानो वेदना तेनी, जाणी शके शुं कोय ?
अनुभव होय न जेने, शेणे समजावीए तेने ? जेने०१

अग्निए अंग बाळ्युं होय तेथी, बळतर जे बहु थाय,
उनुं पाणी नहिं ओळखे एथी, केम करी समजाय ?
हैयानी वेदना एवी, नथी समजाये तेवी. जेने०२

चाकरी केवी आकरी छे ते, जाणी शके शुं शेठ ?
दुःख दबाण सदा समजे छे, होय दबाणो हेठ,
भूख्यानुं दुःख शुं जाणे, जम्यो होय भावतुं भाणे? जेने०३

कानमां वेण कठोर पड्याथी, उपजे ताप अमाप,
बाण खुंच्युं होय हैयामां, केवो करे छे काप,
थयो होय म्हावरो जेने, पूछो जइ प्रेमथी तेने. जेने०४

नाथ तजी पर लोक जवाथी, बालपणे रंडाय,
हड हड थाय बधेय बिचारी, केम करी भव जाय ?
सुवासण होय जे नारी, शके केम ते विचारी ? जेने०५

निर्धननो तो क्यांहि धडो नहि, कोइ सुणे नहि वात,
एक सांधे त्यां तेर तुटे छे, दोडे भले दिनरात,
धनिकने होय शुं पीडा, करे कल्लोलमां क्रीडा. जेने०६

केशव

---

## પાઠ ૩૯મો

### ગામ અને શહેર, ભાગ ૧લો

જેમાં ઝૂંપડાં કે સાદાં એક માળનાં ઘર ઘણે ભાગે હોય અને જેની વસ્તી પાંચેક હજાર માણસથી ઓછી હોય તેને આપણે ગામ કહીએ છીએ. પાંચથી પચીસેક હજારની વસ્તી જેમાં હોય તેને આપણે કસ્બો કહીએ છીએ અને તેથી વધારે વસ્તી જેમાં હોય તેને શહેર કહીએ છીએ.

હિંદુસ્તાનમાં ગામડાં ઘણાં છે. જ્યારે ઇંગ્લંડમાં એકંદર વસ્તીના સેંકડે ૭૮ માણુસો ને જર્મનિમાં સેંકડે ૪૫ માણુસો કસ્બામાં અને શહેરમાં વસે છે; ત્યારે આપણે ત્યાં સેંકડે ૯,૧૦ માણુસોજ કસ્બામાં ને શહેરમાં વસે છે; બાકીનાં ૯૦ માણુસો ગામડાંમાં વસે છે. વળી એક લાખ કે તેથી વધારે માણુસોની વસ્તીવાળાં શહેરો માત્ર ત્રીસેકજ છે.

જે ગામમાં છે તે શહેરમાં નથી અને શહેરમાં છે તે ગામમાં નથી. ગામમાં ચોક્ખી ને ખુલ્લી હવા છે, તે શહેરમાં નથી. શહેરમાં વૈભવ ભોગવવાનાં ને કેળવણી મેળવવાનાં અનેક સાધન છે, તે ગામમાં નથી.

ગામમાં પટેલ, તળાટી, ને મહેતાજી, એ મુખ્ય માણુસ ગણાય છે. વરતણીઓ ગામની રખેવાળી કરે છે ને પટેલ બંદોબસ્ત રાખે છે. તેના હાથમાં ફોજદારી સત્તા છે. તળાટી મહેસૂલ ઉઘરાવે છે અને મહેતાજી છોકરાંને કેળવે છે. ગામમાં વાળંદ, ધોબી, સોની, કડીઓ, સુથાર, લુહાર, દરજી, નેસ્તી, વગેરે જોઈતા વસવાયા લોકો હોય છે.

ગામો ભેગાં થઈ તાલુકો બને છે; તાલુકાના જિલ્લા બને છે; જિલ્લાના વિભાગ બને છે; અને વિભાગનો ઇલાકો બને છે.

દરેક તાલુકામાં એક ઉપરિ અમલદાર હોય છે, તેને મામલતદાર કહે છે. વડોદરા રાજ્યમાં એને વહીવટદાર અને ઉત્તર હિંદુસ્તાનમાં તહસીલદાર કહે છે. એનું કામ તાલુકામાં આવેલી જમીનની મહેસૂલ ઉઘરાવી સરકારને ભરવાનું છે. એને ફોજદારી સત્તા આપેલી હોય છે, તેથી એ તાલુકાનાં ફોજદારી કામોનો ફેંસલો આપે છે.

દીવાની કામનો નિકાલ કરવા તાલુકાનું ગામ મોટું હોય તો તેમાં મુનસફની કચેરી હોય છે. તેમાં મુનસફ દીવાની મુકદ્દમા સાંભળી ન્યાય આપે છે. મોટાં ગામોમાં સરકારી દવાખાનું પણ હોય છે.

કલેકટર એ જિલ્લાનો ઉપરિ અધિકારી છે. 'કલેકટર' એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે. એનો અર્થ એકઠું કરનાર થાય છે. જિલ્લાની મહેસૂલ એકઠી કરી સરકારમાં ભરવાનું કામ એનું છે. એને પહેલા વર્ગના માજિસ્ટ્રેટની–ફોજદારી અમલદારની સત્તા હોય છે. જિલ્લાનાં બધાં ખાતાં પર એની દેખરેખ હોય છે. એના હાથ નીચે ડેપ્યુટિ કલેકટર ને મામલતદાર હોય છે.

વડોદરા રાજ્યમાં કલેકટર જેવા અમલદારને સુબો કહે છે.

જિલ્લામાં બંદોબસ્ત રાખવા અને બખેડો અટકાવવા પોલીસ ખાતાના અધિકારી હોય છે. સિપાઈઓના ઉપરિ જમાદાર અને જમાદારના ઉપરિ ફોજદાર કહેવાય છે. તાલુકામાં ને શહેરોમાં ફોજદાર હોય છે. ફોજદારના ઉપરિ ઇન્સ્પેકટર કહેવાય છે.

શહેરોમાં ફોજદારી કામ ચલાવવાને માજિસ્ટ્રેટ હોય છે. દીવાની કામો મુનસફની કચેરીમાં ચાલે છે. મુનસફના ઉપરિ જજ–ન્યાયાધીશ કહેવાય છે.

---

# પાઠ ૪૦મો

## ગામ અને શહેર, ભાગ ૨જો

જિલ્લાઓના વિભાગ બને છે, તે તમે જાણો છો. વિભાગનો ઉપરિ અમલદાર કમિશનર કહેવાય છે. વડોદરા રાજ્યમાં એને સરસુબા કહે છે.

વિભાગોનો ઇલાકો થાય છે. આપણે મુંબઈ ઇલાકામાં છીએ. મુંબઈ ઇલાકામાં ત્રણ વિભાગ છેઃ—ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, અને દક્ષિણ વિભાગ. એ ઉપરાંત સિંધ પ્રાંત પણ મુંબઈ ઇલાકામાં આવેલો છે.

ગુજરાત ઉત્તર વિભાગમાં આવેલું છે. ઉત્તર વિભાગમાં ૬ જિલ્લા છેઃ—૧. અમદાવાદ, ૨. ખેડા, ૩. પંચમહાલ, ૪. ભરૂચ, ૫. સુરત, ૬. થાણા.

વડોદરા રાજ્યમાં ૪ પ્રાંત છેઃ—૧. વડોદરા, ૨. કડી, ૩. અમરેલી, અને ૪. નવસારી. પ્રાંતમાં પેટા મહાલ હોય છે.

મુંબઈ ઇલાકાનું મુખ્ય શહેર મુંબઈ છે. એ વિશાળ ભવ્ય નગર છે અને વેપારનું જંગી મથક છે. એમાં ૧૧ લાખ માણસની વસ્તી છે. એનાં મોટાં મોટાં મકાનો, ગોદી, ટંકશાળ, દરિયાકિનારો, તે પરનો દેખાવ, મલબાર ને બીજી ટેકરી પરનાં મકાનો, અને લોકોની ધમાલ, વેપારની ઉથલપાથલ, ટ્રામ, મોટર, અને અન્ય વાહનોની દોડધામ જોઈ નવો આવનાર તાજૂબ થયા વિના રહેતો નથી. ખરેખર, મુંબાપુરીને–મુંબઈને મોહમયી નગરી કહે છે તે વાજબી છે. તે જોઈ લોકો મોહ પામ્યા વિના રહેતા નથી.

શહેરનો સ્થાનિક વહીવટ ચલાવવા સારૂ મ્યુનિસિપાલિટિ કે સુધરાઈખાતું હોય છે. એમાંના સભ્યોનો મોટો ભાગ નીમવાની સત્તા સરકારે લોકોને આપેલી છે.

સુધરાઈખાતાનું કામ શહેરમાં રસ્તા સારા રાખવાનું, તે પર પાણી છાંટવાનું, રસ્તા પર દીવા કરવાનું, લોકોને શરૂઆતની કેળવણી આપવાનું, શહેરનું આરોગ્ય જાળવવાનું, વગેરે છે.

આવી સ્થાનિક બાબતોમાં શહેરનું સ્વરાજ્ય બ્રિટિશ સરકારે બહુધા લોકોને સોંપેલું છે. વડોદરા શહેરમાં પણ મ્યુનિસિપાલિટિમાં પોતાના કેટલાક સભ્યો નીમવાનો અધિકાર મહારાજા સાહેબે લોકોને સોંપ્યો છે.

જિલ્લાનાં કામકાજમાં કલેકટરને મદદ કરવા જિલ્લા-સભા હોય છે. તાલુકામાં એવી તાલુકા-સભા હોય છે.

---

# પાઠ ૪૧મો

## ઇમામ હુસેન, ભાગ ૧લો

હઝ્રરત મોઆવીઆના મરણથી ઇરાકના લોકો ઘણા રાજી થયા. તેઓ તેમને બિનહકદાર ને જુલમગાર સમજતા હતા. તેઓ હઝ્રરત હુસેનને લગભગ ખુદાના કુળના ગણી માન આપતા હતા.

ઈમામ હુસેન ઇમામ હસનના જેવા શાંત પ્રકૃતિના નહોતા. તેઓ ઘણા બહાદુર હતા. કૂફાના લોકોનો તેમના

પર એટલો બધો પ્રેમ હતો કે તેમણે તેમને ત્યાં બોલાવવા એક પછી એક દૂતો મોકલ્યા. ઇમામ હુસેને પ્રથમ પોતાના પિતરાઈ ભાઈ મુસ્લિમને ખાતરી કરવા કૂફા મોકલ્યો. તે ત્યાં ગયો, એટલે ૧૮,૦૦૦ માણુસો ઇમામ હુસેનના પક્ષમાં તૈયાર થયા. આ વાતની ખબર યઝીદને પડી. એટલે યુક્તિ કરી પોતાનાં માણુસોની મારફત તેણે ત્યાંની બાજી ફેરવાવી નાખી. યઝીદનાં માણુસોએ મુસ્લિમને એક વૃદ્ધ સ્ત્રીના ઘરમાં પકડ્યો. તેઓ તેને કિલ્લા પર લઈ ગયા. ત્યાં તેનું માથું કાપી, નીચેના મેદાનમાં નાખી દીધું. પછી નઝરાણા તરીકે યઝીદને તે મોકલવામાં આવ્યું.

જ્યારે ઇમામ હુસેને કૂફામાં મોકલેલાં માણુસો પાછાં ન ફર્યાં ત્યારે તેમને કંઈક અનિષ્ટ થયું હશે એમ ઇમામ હુસેને વિચારવું હતું અને તેમની તપાસ કરાવવી હતી. તેમ કરવા તેમના મિત્રોએ તેમને સમજાવ્યા; પણ તેમણે તેઓનું કહ્યું માન્યું નહિ. કૂફાથી તેમના પર એટલા બધા પત્રો આવ્યા હતા કે તેમને કૂફાના લોકો પર પૂર્ણ વિશ્વાસ હતો. તેમણે બૈરાંછોકરાંને પણ પોતાની સાથે કૂફા લઈ જવાનો નિશ્ચય કર્યો. મિત્રોએ તેમને મદીનામાં રહેવા દેવા કહ્યું, પણ તે પણ તેમણે માન્યું નહિ.

કૂફે જતાં રસ્તામાં તેમને ચાર ઘોડેસવારો મળ્યા. તેમણે કહ્યું કે કૂફાના તમામ અમીર તમારી વિરુદ્ધ છે; લોકોનાં હૃદય તમારી તરફ છે, પણ કાલે તેઓ તમારી સામા તરવાર ખેંચે એવા ચલિત મનના છે. પોતાના ભાઈ મુસ્લિમની જે દશા થઈ હતી, તેની પણ ખબર તેમને તે સવારો તરફથી

થઈ; તોપણ તેમણે કૂફા તરફ જવાનું જારી રાખ્યું. રાત્રે તેમને સ્વપ્ન આવ્યું કે 'માણસો રાત્રે મુસાફરી કરે છે ને તેમનું દૈવ રાત્રે તેમની તરફ મુસાફરી કરે છે.' આથી તેઓ સમજયા કે મરણનો સમય પાસે છે. પણ તેઓ ડગ્યા નહિ.

છેવટે, તેઓ યુફ્રેતીસ નદીને કિનારે કરબલાના મેદાનમાં આવી પહોંચ્યા. અહિં તેમણે અમ્ર સરદારના હાથ નીચે મોટું લશ્કર દીઠું. તે લશ્કર બસ્રાના હાકેમે તેમની સામા મોકલ્યું હતું.

---

# પાઠ ૪૨મો

## ઇમામ હુસેન, ભાગ ૨જો

હવે તેમને ખુલ્લું સમજાયું કે દગો થયો છે. દિવસો સુધી તેમના તંબુ દુશ્મનોથી ઘેરાએલા રહ્યા. શત્રુઓએ તેમનો યુફ્રેતીસ નદીનો માર્ગ ઘેરી લીધો, તેથી તેમને ને તેમના સાથીને પાણીના સાંસા પડ્યા. બસ્રાના હાકેમે પોતાના સરદારને કહાવ્યું કે જો ઇમામ હુસેન શરણ થાય તો તેમને માનભેર સ્વીકારવા, નહિ તો છૂંદી મારવા.

મુહર્રમ મહીનાને નવમે દિવસે સાંજે જ્યારે ઇમામ હુસેન પોતાના તંબુ આગળ નમાઝ પઢવાની તૈયારીમાં હતા ત્યારે તેમને શત્રુ તરફનો સંદેશો પહોંચ્યો. તેમણે કહ્યું, હું વિચાર કરી સવારે જવાબ દઈશ. રાત્રે તેમની બેને દયામણા વિલાપથી તેમને વાર્યા, પણ તેઓ ડગ્યા નહિ. તેમણે રાત્રી બંદગીમાં કાઢી.

સવારે બંને પક્ષે લડવાની તૈયારી કરી. સામા પક્ષમાં ચાર હજારથી વધારે માણસ હતાં, ત્યારે ઇમામ હુસેન પાસે માત્ર ૨૩૦ ઘોડેસવાર ને ૪૦ પાયદળ, એટલુંજ લશ્કર હતું. ઇમામ હુસેનનાં માણસો બહુ બહાદુરીથી લડ્યાં અને કૂફાના યોદ્ધામાંથી એક પણ જીવતો રહ્યો નહિ. આથી અત્રે તીરંદાજો પાસે તીરોનો વરસાદ વરસાવ્યો. ઇમામ હુસેનનાં માણસો ઘોડા પરથી ઊતરી તલવાર લઈ લડવા લાગ્યાં. અત્રે તંબુ સળગાવી મૂકવા કહ્યું. ઇમામ હુસેને બીધેલા સ્ત્રીવર્ગની ચીસ સાંભળી. તેઓ ગુસ્સે થઈ બોલ્યા, શું તું મારા કુટુંબને બાળી મૂકે છે? ખુદા તને નરકના વહ્નિમાં બાળો.

આ લડાઈ મુહર્રમને ૧૦મે દિવસે થઈ હતી (૧૦મી ઑકટોબર, ઇ. સ. ૬૮૦). આ વખતે બપોર થયા હતા અને આટલાં દુઃખમાં પણ ઇમામ હુસેન નમાઝ પઢવી ભૂલ્યા નહિ. પાછી લડાઈ શરૂ થઈ. ઇમામ હુસેને પોતાના પુત્રને મરણ પામેલો જોયો. તેમને દિલગીરી થઈ, પણ તેઓ બહાદુરીથી લડ્યા. છેવટે, તેમના માથામાં તરવારનો ઝાટકો વાગ્યો. તેમણે મુગટ ઉતારી પાઘડી પહેરી, પણ તેઓ થાકી ગયા હતા. તેઓ પોતાના તંબુના બારણા આગળ બેઠા ને પોતાના પુત્ર અબદુલ્લાને તેમણે ખોળામાં લીધો. એટલામાં તે બાળક પર એક તીર આવ્યું, તેથી તે મરણ પામ્યો.

ઇમામ હુસેનને તરસ લાગી. તે પાણી પીવાની તૈયારીમાં હતા, એટલામાં તેમના મોંમાં એક તીર વાગ્યું. તેઓ જમીન પર પડ્યા, એવામાં તેમનો ભત્રીજો તેમને ભેટવા આવ્યો.

પણ એક ક્રૂર સિપાઈએ તેનો હાથ કાપી નાખ્યો. આથી ખૂબ ક્રોધે ભરાઈ ઇમામ હુસેન પાછા રણમાં ઘૂમ્યા. હુમલો ખૂબ જોરથી કરવામાં આવ્યો. સિંહથી હરણો નાસે તેમ શત્રુઓ નાસવા માંડયા. પણ શત્રુની સંખ્યા ઘણી વધારે હોવાથી તેઓ ફાવ્યા નહિ. તેમની ગરદનમાં ઘા થવાથી તેઓ જમીન પર પડયા, એટલે એક શત્રુએ આવી તેમની છાતીમાં ભાલો ભોંકયો. આ રીતે તેમના પ્રાણ ગયા. મુહર્રમનો ૧૦મો દિવસ તેમની શહાદતનો થયો.

આવી સ્થિતિમાં શત્રુએ તેમનું માથું ધડથી કાપી નાખ્યું ને તે યઝીદને પહોંચાડયું. પણ તે ખલીફાને તેને જોઈ દયા આવી ને તેમના મરણ માટે તેણે શોક બતાવ્યો.

હઝરત ઇમામ હુસેન ત્રીજા ઇમામ હતા. એમની પછીના નવ વંશજો મળી બાર ઇમામ થયા છે.

---

## પાઠ ૪૩મો

## ખેતી અને ખેડુત

‘ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને નકૂફટ નોકરી,’ એ કહેવત અક્ષરે અક્ષર ખરી છે. ખેતીનો ધંધો સહુ ધંધામાં ઉત્તમ છે; તેનાથી ઊતરતો વેપાર છે; અને નોકરીમાં માણસ સ્વમાન જાળવી શકતો નથી, તેથી એને નકૂફટ કહી છે તે વાજબી છે.

પ્રાણિમાત્ર અન્ન વગર જીવી શકતાં નથી અને તે અન્ન જમીનમાં ખેડુતની મહેનતે પાકે છે. ખેડુત પોતાનાજ

ઉપયોગ જેટલું અન્ન પકવતો નથી. તેનું પકવેલું અન્ન બીજા બધા ધંધામાં વળગેલા માણસોને કામ લાગે છે. દરેક માણસને પોતાના ને પોતાના કુટુંબના નિભાવ માટે જરૂરનું અન્ન પોતેજ પકવવું પડે તો અન્ય ધંધા, કળા, ને સાહિત્યના વિકાસને માટે મનુષ્યને બહુ થોડો અવકાશ રહે અને દુનિયામાં સુધારાનો પ્રવાહ બહુ મંદ ચાલે. ખેડુત બીજા ધંધા માટે જનમંડળને જોગવાઈ કરી આપે છે, તેથી તે દુનિયાનો મોટો ઉપકાર કરે છે.

ખેડુત અને વેપારી જેટલી સ્વતંત્રતા ભોગવી શકે છે તેટલી નોકર ભોગવી શકતો નથી. બીજા ધંધાદારીઓ કરતાં ખેડુત શરીરસુખ વિશેષ મેળવે છે. દરરોજ તેને ખુલ્લી હવામાં મહેનત કરવાની છે, તેથી તે શરીરે નીરોગ અને પુષ્ટ રહે છે.

આપણા દેશમાં વસ્તીના મોટા ભાગનું જીવન ખેતી પર છે. જમીન રસાળ છે અને વરસાદ માફક હોય છે ત્યારે થોડે પરિશ્રમે ઘણું ફળ થાય છે. આપણા ખેડુતો પોતાના કામમાં હોશિયાર છે. પણ બીજા દેશોમાં ધરતી બેરાન જેવી કે ઓછી ફળદ્રુપ હોય છે તોપણ ત્યાંના લોકો કળાથી સારૂં ફળ મેળવે છે, તેના પ્રમાણમાં આપણા ખેડુતોને બહુ ઓછું ફળ મળે છે.

આપણા ખેડુતો જૂની ઢબને વળગી રહે છે; ખેડવાનાં અસલી ઓજારમાં કંઈ સુધારોવધારો કરતા નથી. તે કરવાને તેમજ જમીનને વધારે રસાળ કરવાને વધારે ને જોઈતા પ્રકારનું ખાતર નાખવાને તેમની પાસે પૈસા નથી.

હાલ સરકારે 'સહકારી ધીરધારમંડળો' સ્થાપ્યાં છે, તેથી ખેડુતોને ઓછે વ્યાજે જોઈતા પૈસા મળી શકે છે.

પશ્ચિમ તરફના સુધરેલા દેશોમાં ઘણી જમીન એકઠી ખેડાય છે, યંત્રોનો ને નવાં નવાં સાહિત્યોનો ઉપયોગ થાય છે, અને કયું ખાતર કયા પાકને માફક થશે અને જમીનમાંથી વધારે પાક કેમ કાઢી શકાશે તેનું બરાબર જ્ઞાન મેળવવામાં આવે છે. આપણે ત્યાં બહુ મોટાં ખેતરો હોતાં નથી; બેથી પંદર વીંઘાં સુધીનાં ખેતર હોય છે. એથી મોટાં ભાગ્યેજ હોય છે. મોટાં ખેતરોના નાના વિભાગ થયા કરે છે; તેથી મોટા પાયા પર ખેતી થઈ શકતી નથી.

ચોમાસાના પાકને ખરીફનો ને શિયાળાના પાકને રવીનો પાક કહે છે. ખરીફના પાકવખત ખાતર નાખવામાં આવે છે; પણ રવીના પાકવખત ખેતી પર વધારે લક્ષ આપવામાં આવે છે; કેમકે તે વખત જમીન સૂકી હોય છે.

પંજાબ, સિંધ, જોડીઆ પ્રાંત, અને મદ્રાસમાં સરકારે નહેરો કરી છે, તેથી નદીઓમાંથી ખેતરોને પાણી પૂરું પાડવામાં આવે છે. એ પ્રાંતોમાં નદીઓ ઘણી હોવાથી નહેરો બાંધી શકાઈ છે. મધ્ય અને દક્ષિણ હિંદુસ્તાનમાં તળાવોમાંથી નહેરો કાઢી છે.



# પાઠ ૪૪મો

## નવસારી પ્રાંત: મુખ્ય સ્થળો

નવસારી પ્રાંત ગાયકવાડ સરકારના રાજ્યનો દક્ષિણ ભાગ છે, તેથી તે પહેલાં દક્ષિણ પ્રાંત કહેવાતો. એ પ્રદેશ નદીનાળાંથી ભરપૂર છે. સોનગઢ તાલુકાનો ભાગ ડુંગરોનો છે, તેમાં વાઘ અને અન્ય શિકારી પ્રાણીઓ વસે છે. નવસારી અને ગણદેવીનો પ્રદેશ બાગાયત અને વૃક્ષોની ઘટાથી શોભિતો છે. નવસારીમાં પૂર્ણા નદીની બંને બાજુએ જમીન ફળદ્રુપ છે અને ગણદેવીમાં અંબિકા ને કાવેરીના કાંપથી ધરતી રસાળ બને છે.

પ્રાંતની વસ્તીનો ચોથો ભાગ કાળી પરજ છે. એ લોકો કાળા ને બિનકેળવાએલા છે. શ્રીમંત ગાયકવાડ સરકારે એમને કેળવણી આપવાના ઉપાયો યોજ્યા છે, તેથી એ લોકો સુધરતા જાય છે.

મુસલમાનોના ત્રાસથી ઇરાન છોડી હિંદુસ્તાનમાં આવેલા પારસીઓ દીવમાં ઊતર્યાં; પછી તેમને સંજાણના રાજા જાદવરાણાએ આશ્રય આપ્યો, તેથી તેઓ ૩૦૦ વર્ષ ત્યાં સુખમાં રહ્યા. ત્યાર પછી તેઓ નવસારી આવ્યા અને ત્યાંથી ગુજરાતના બીજા ભાગોમાં ફેલાયા.

સોનગઢનો કિલ્લો નાના ડુંગર પર છે. તેનો ચઢાવ ૧૧ માઇલને આશરે છે. કિલ્લા પર મહેલ છે, તેમાં ગાયકવાડ સરકારની ગાદી છે. કિલ્લે જવાના બે રસ્તા છે.

તેમાંનો એક લાંબો છે, તે ઓછો ઢોળાવવાળો છે. સોનગઢ એ ગુજરાતની દક્ષિણ સરહદ પર આવેલું છે. કિલ્લા પર હિંદુઓનાં દહેરાં ને પીરની દર્ગાહો છે.

બીલીમોરામાં સુખડની પેટી સારી બને છે. લાકડાંની પીપો તેમજ નાની હોડી ને નાનાં વહાણો પણ એમાં બને છે.

માંગરોળ તાલુકામાં માંગરોળમાં પીર મોટા મીયાંની દર્ગાહ છે. દર વર્ષે પોસ વદ બીજે તેનો ઓરસ ભરાય છે, તેમાં ઘણા માણસ એકઠા થાય છે. સુરત, ભરૂચ, ને મુંબઈથી પણ લોકો મેળો જોવા આવે છે. હિંદુઓ પણ એમાં ભાગ લે છે.

પીર મોટા મીયાંની ગાદી સ્થાપનાર ૨૦૦ વર્ષ પર થઈ ગયા. તેમનું અસલ નામ હઝરત મુઇનુદ્દીન ચિસ્તી હતું. તેઓ મોટા મરતબવાળા પીર ગણાતા. લોકો તેમને પીર મોટા મીયાં કહેતા. માંગરોળની ગાદી હાલ પણ પીર મોટા મીયાંની કહેવાય છે.

નવસારી કસ્બાનું જૂનું નામ નાગસારિકા હતું. ત્યાં પહેલાં નાગની વસ્તી બહુ હતી. એ કસ્બામાં એક મોટું વડનું ઝાડ હતું, તેની ટોચ પર એક સારિકા—પોપટી માળો બાંધીને રહી હતી અને તેની બખોલમાં એક નાગ રહેતો. પોપટી રોજ ગાતી, તે સાંભળવા નાગ બખોલમાંથી બહાર આવતો. આથી કસ્બાનું નામ નાગસારિકા પડ્યું અને પાછળથી તેનું નવસારી થયું.

---

# પાઠ ૪૫મો

## નળ અને દમયંતી, ભાગ ૧લો

ઘણા જૂના વખતમાં હિંદુસ્તાનની ઉત્તરે નિષધ નામનો દેશ હતો, તેમાં વીરસેન રાજાનો પુત્ર નળ રાજા રાજ્ય કરતો હતો. તે રૂપનો ભંડાર હતો અને બાણુવિદ્યા ને અશ્વવિદ્યામાં ઘણો કુશળ હતો. તે સત્યવાદી ને પવિત્ર હતો.

એ સમયે વિદર્ભ દેશમાં ભીમક રાજા રાજ્ય કરતો હતો. તેને દમયંતી નામની કુંવરી હતી. તે ઘણીજ રૂપવંતી હતી.

નળ રાજાના દરબારમાં દમયંતીનાં અને ભીમકના દરબારમાં નળનાં રૂપ અને ગુણ ગવાતાં હતાં. તેથી નળ અને દમયંતી એકબીજાની ઝંખના કર્યાં કરતાં હતાં અને લગ્નની ગાંઠથી જોડાવા આતુર હતાં.

એક દિવસ નળ રાજા વનમાં શિકાર કરવા ગયો. ત્યાં તેણે હંસની સુંદર હાર દીઠી. તેમાંના એકને તેણે પકડયો એટલે તે માણસની પેઠે બોલ્યો, હે રાજન્ ! તું મને મૂકી દે. અમે વિદર્ભદેશ જઈ દમયંતી આગળ તારાં વખાણ કરીશું એટલે તેનું મન હમેશ તારામાંજ રહેશે અને તને પરણશે ત્યારેજ તે જંપશે. એમ કહેવાથી તેને નળે છોડ્યો. હંસો વિદર્ભ પહોંચ્યા. ત્યાં તેમણે દમયંતીને વાડીમાં સખીઓ સાથે રમતી જોઈ. તેઓ વાડીમાં હારબંધ બેઠા. તેમનું સુંદર રૂપ અને સુનેરી પાંખ જોઈ દમયંતી તાજૂબ થઈ. તે હંસને પકડવા ગઈ, પણ તે તેને હાથ આવ્યો નહિ. એક હંસે

ત્યાંથી થોડેક છેટે ઝાડ પર બેસી નળનાં ખૂબ વખાણ કર્યાં.



તેણે કહ્યું, હે દમયંતિ! રૂપમાં ને ગુણમાં નળ રાજાની બરોબરી કરે એવો અમે સ્વર્ગમાં પણ જોયો નથી. તું એને પરણીશ તો સુખી થઈશ. પ્રભુએ તમારૂં જોડું જુગતું સરજ્યું છે. દમયંતી કહે, ભાઈ તું નળ આગળ મારાં વખાણ કરજે. હંસે તેમ કરવાનું વચન આપ્યું. બધા હંસ ત્યાંથી ઊડી ગયા અને નળને આ વાત કહી વનમાં ગયા.

ભીમક રાજાએ દમયંતીને પરણાવવા સ્વયંવર રચ્યો.

તેણે દેશદેશના રાજાઓને પોતાને નગર બોલાવ્યા. નળ રાજાને પણ તે સ્વયંવરમાં જવાનું નોતરૂં મળ્યું.

એવામાં નારદ ઋષિ સ્વર્ગમાં ગયા. તેમણે ઇંદ્રને કહ્યું, ભીમક રાજાએ દમયંતીનાં લગ્ન માટે સ્વયંવર રચ્યો છે. ત્યાં નળ રાજા જશે ને દમયંતી તેને વરશે. રૂપ અને ગુણમાં કોઈ દેવ પણ તેને પહોંચે એમ નથી. આ સાંભળી, ઇંદ્ર, અગ્નિ, વરુણ, અને યમ, એ ચાર દેવ દમયંતીના સ્વયંવરમાં જવા નીકળ્યા. રસ્તામાં તેમણે નળ રાજાને દીઠો. તેમણે તેને કહ્યું, હે રાજન્! તું સત્યવાદી ને પવિત્ર છે. તારો સ્વાર્થ છોડી દે ને અમારૂં કામ કર. તું અમારો દૂત થા અને દમયંતીની પાસે અમારો સંદેશો લઈ જા કે દેવો તને પરણવા ઇચ્છે છે, માટે તારી મરજીમાં આવે તે દેવને વર. અમારા બળને લઈને તને રાજમહેલમાં જતાં કોઈ અટકાવશે નહિ અને દમયંતી સિવાય કોઈ જોઈ શકશે નહિ. નળે કબૂલ કર્યું.

તેણે દેવદૂતનું કામ ઉત્તમ રીતે કર્યું. દમયંતીને તેણે બહુ બહુ સમજાવી કે ગમે તે દેવને વર. દેવને મૂકી માણસને પસંદ કરવો એ અજુગતું છે. ધન્ય છે એ રાજાને! એણે પોતાની ફરજ બરાબર બજાવી ને સ્વાર્થ પર નજર રાખી નહિ.

પણ દમયંતીએ તેનું કહ્યું માન્યું નહિ. તેણે નળ રાજાને કહ્યું, હું તો તમને મનથી વરી ચૂકી છું.

નળે નિરાશ થઈ જે બન્યું તે દેવોને કહી સંભળાવ્યું. દેવોએ કહ્યું, અમે પણ તારૂં રૂપ ધરી સ્વયંવરમાં આવીશું.

દમયંતીએ સ્વયંવરમાં એકને બદલે પાંચ નળ જોયા, તેથી તે ગભરાઈ. પણ દેવો અધર ઊભા હતા અને તેમની આંખ પલકતી નહોતી, તેથી દમયંતીએ તેમને ઓળખ્યા ને નળને વરમાળા પહેરાવી. દેવો પાછા ફર્યા અને નળ રાજા દમયંતીને પરણી પોતાને દેશ ગયો.

થોડાં વર્ષ સુખમાં વહી ગયાં. દમયંતીને ઇંદ્રસેન કુંવર ને ઇંદ્રસેના કુંવરી, એમ બે સંતાન થયાં.

---

## પાઠ ૪૬મો

### નળ અને દમયંતી, ભાગ ૨જો

દેવો સ્વયંવરમાંથી પાછા ફર્યા, તેમને રસ્તામાં કલિ મળ્યો. તે સ્વયંવરમાં જતો હતો અને દમયંતી નળને વરી એમ તેણે દેવો તરફથી જાણ્યું એટલે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે નળદમયંતીને દુઃખી કરવાનો ઠરાવ કર્યો.

નળને પુષ્કર કરીને ભાઈ હતો, તેને કલિએ નળ સાથે જુગટું રમવાને ઉશ્કેર્યો. એક પોઠીઆમાં કલિ પેઠો અને પુષ્કર તે પોઠીઆને લઈ નળની પાસે ગયો ને તેને કહ્યું કે તું મારી સાથે જુગટું રમ. હું હારીશ તો આ પોઠીઓ તને આપી દઈશ.

કલિ નળ રાજામાં દાખલ થવાની તક શોધતો હતો. રાજા એવો પવિત્ર હતો કે ઘણાં વર્ષ સુધી તેને એ તક મળી નહિ. એક દિવસ રાજાની પવિત્રતામાં સહેજ ખામી

આવી એટલે કલિ તેના શરીરમાં પેઠો. આથી તેની બુદ્ધિ બગડી અને તે પુષ્કર જોડે જુગટું રમવા કબૂલ થયો.

આરંભથીજ નળની હાર થઈ. તે હારતો ગયો તેમ તેમ વધારે વધારે શરત કરતો ગયો. પ્રધાને, બીજા અમલદારોએ, ને દમયંતીએ તેને બહુ બહુ વાર્યો, પણ તેણે કોઈને પત કર્યું નહિ. છેવટે, તેણે રાજ્ય ખોયું. દમયંતીએ છોકરાંને મોસાળ મોકલી દીધાં. રાજારાણીને એકેક વસ્ત્ર સાથે શહેર છોડી વનમાં જવું પડયું. પુષ્કરે ઢંઢેરો પિટાવ્યો કે રાજાને કે રાણીને કોઈ આશરો આપશે તેને ગરદન મારવામાં આવશે. નળ અને દમયંતી ત્રણ દિવસ નગર બહાર રહ્યાં, પછી તેઓ વનમાં ગયાં.

વનમાં બંનેને ભારે દુઃખો વેઠવાં પડયાં. નળે સુનેરી પાંખવાળાં કેટલાંક પંખી દીઠાં. ઓઢેલું ઉપરણું તેના પર નાખી તેને તે પકડવા જાય છે એટલામાં તે ઉપરણું લઈ ઊડી ગયાં. દમયંતીની દયા આવવાથી નળે તેને કહ્યું, અહિંથી દક્ષિણમાં રસ્તો જાય છે, ત્યાં થઈ તું તારે પિયર જા. તેણે તેને બહુ બહુ સમજાવી, પણ તેણે તે માન્યું નહિ. તેણે કહ્યું—

થાક ને ભૂખથી થાતું, દુઃખ નાથ હણીશ હું;
આપના સુખમાં સૂખી, દુઃખમાં છું દુખીજ હું.
ઘોર આ વનમાં નાથ, નીત સેવા કરૂં, અરે;
ભાર્યાના સંગના જેવું, ન ઔષધ બીજું ખરે.

આમ ભૂખ અને તરસથી રિબાતાં તેઓ વનમાં જાય છે, એવામાં નળે એક માછલું દીઠું. નળે તેને મારી દમયંતીને

આપ્યું, અને જેવું તે પાસેના તળાવમાં સાફ કરવા જાય છે કે તેવું તે હાથમાંથી સટકી ગયું. નળને વહેમ ભરાયો કે દમયંતી એ ખાઈ ગઈ, તેથી તેણે તેને ન કહેવાનું કહ્યું. રાતે તે વનમાં સૂતી હતી ત્યારે નળને વિચાર આવ્યો કે હું એને તજીને જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એમ વિચારી તેનું અર્ધ વસ્ત્ર કાપી, પોતે તે પહેરી, તેને એકલી મૂકી તે ચાલતો થયો.

દમયંતી જાગી ત્યારે પોતે એકલી છે એમ જોઈ બહુ શોકમાં પડી. વનમાં બધે તે નળને શોધવા લાગી. જે જે પ્રાણીને તે જોતી તેને તેમજ રસ્તાનાં ઝાડોને તે પૂછતી કે તમે નળ રાજાને જોયો છે ? કવિએ કહ્યું છે કે—

'ભૂલી ભમે છે ભામની, નિષધનાથની નાર રે,
ઓ નળ, ઓ નળ, બોલતી, ભીમક રાજકુમાર રે.'

વનમાં એક અજગરના મોંમાં તેનો પગ પડ્યો, તેમાંથી તેને એક પારધીએ છોડવી. પછી વણજારાના ટોળા સાથે તે એક નગરમાં ગઈ. ત્યાં છોકરાં તેની મશ્કરી કરતાં હતાં. ફરતાં ફરતાં તે રાજમહેલ આગળ ગઈ. રાજમાતાની નજર તેના પર પડી. તેણે તેને ઉપર બોલાવી બધી હકીકત પૂછી. દમયંતીએ પોતાનું નામ કહ્યા વિના બધું કહ્યું. રાજમાતા તેની માસી થતી હતી, પણ તેણે તેને ઓળખી નહિ. તેણે દમયંતીને પોતાની પાસે રાખી ને પોતાની પુત્રી સુનંદાને સોંપી. વળી તેના પતિની શોધ કરવાનું પણ તેણે માથે લીધું.



---

# પાઠ ૪૭મો

## નળ અને દમયંતી, ભાગ ૩જો

દમયંતીને છોડીને નળે એકલા વનમાં ભટકવા માંડ્યું. એવામાં તેણે એક અજગરને દવમાં બળતો જોયો. તેણે કહ્યું, મારૂં નામ કર્કોટક છે. એક ઋષિના શાપથી મારી આ દશા થઈ છે. તને નળ રાજા છોડવશે એમ તેમણે મને કહ્યું છે. નળે તેને બળતો ઉગાર્યો એટલે તેણે નળને ડંખ દીધો. આથી

નળનું રૂપ તદ્દન ફરી ગયું. તે કાળો અને બિહામણો થઈ ગયો. આ જોઈ તે આશ્ચર્ય પામ્યો. તેને કર્કોટકે કહ્યું, તું ગભરાઈશ મા. તારા ભલાને માટેજ મેં આમ કર્યું છે. મારા ઝેરની વેદના તને લાગશે નહિ અને તારા શરીરમાં કલિ પેઠો છે તે એથી અકળાશે. તું અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં જજે, બાહુક નામ ધારણ કરજે, અને તેની ઘોડારમાં નોકર રહેજે. તે તને પાસા રમવાની વિદ્યા શિખવશે અને તું તેને અશ્વકળા શિખવજે. આ વસ્ત્ર આપું છું તે તું પહેરીશ એટલે તારૂં મૂળ રૂપ તું પામીશ. આમ કહી તે ગૂમ થયો. નળ રાજાએ બાહુક નામ ધર્યું અને ઋતુપર્ણ રાજાને ત્યાં ઘોડારમાં નોકર રહ્યો.

હવે ભીમક રાજાએ નળ ને દમયંતીને શોધવા જુદા જુદા દેશોમાં બ્રાહ્મણો મોકલ્યા. તેમાંનો સુદેવ બ્રાહ્મણ જે નગરમાં દમયંતી હતી ત્યાં આવ્યો. દમયંતીના બે ભમ્મરની વચ્ચે લાખું હતું તે પરથી તેને તેણે ઓળખી કાઢી. રાજમાતા ને સુનંદાએ તેને ઓળખી નહિ તેથી તેઓ દિલગીર થયાં. દમયંતીએ તેમનું મન વાળ્યું અને તેમનો ઉપકાર માની સુદેવ સાથે તે પિયર ગઈ.

પછી દમયંતીએ નળની શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા. તેમાંના પર્ણાદ નામના બ્રાહ્મણે શોધ કરી દમયંતીને કહ્યું કે અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં બાહુક નામે સારથિ છે, તેણે તમારા ઉખાણાનો જવાબ દીધો. દમયંતીને શક પડ્યો કે એજ નળ રાજા છે, તેથી તેણે સુદેવને અયોધ્યા મોકલ્યો ને ઋતુપર્ણ કહાવ્યું કે દમયંતી કાલે સ્વયંવર કરે છે, તેમાં તમારે પધારવું.

ઋતુપર્ણ બાહુકને સારથિ બનાવી સ્વયંવરમાં જવા નીકળ્યો. બાહુકે પવનવેગે ઘોડા ચલાવ્યા. રસ્તામાં એક બેડાના ઝાડમાં કેટલાં પાંદડાં છે. તે ઋતુપર્ણે કહ્યાં. તે જોઈ બાહુક અચંબો પામ્યો. પછી બાહુકે ઋતુપર્ણને અશ્વવિદ્યા શિખવી અને તેની પાસેથી ઝાડનાં પાંદડાં ગણવાની ને પાસા ખેલવાની વિદ્યા તે શીખ્યો.



નળને એ વિદ્યાનું જ્ઞાન થયું કે કલિ તેના શરીરમાંથી બહાર નીકળ્યો. નળ રાજા શાપ દેશે એવી બીકથી તેણે તેને નમી પડીને કહ્યું, હે રાજન્! મેં તને બહુ દુઃખ દીધું

છે, પણ જે તારી કથા સાંભળશે તેને હું નહિ પીડું. એમ કહી તે બેડાના ઝાડમાં પેસી ગયો.

દૂરથી આવતા ઋતુપર્ણના રથનો અવાજ સાંભળી દમયંતીને લાગ્યું કે રથ હાંકનાર બાહુક નળ હોવો જોઈએ. ભીમકે ઋતુપર્ણને આવકાર દીધો. દમયંતીએ બાહુકની પાસે દૂતી મોકલી ઉખાણા પુછાવી ખાતરી કીધી. પછી તેણે તેની પાસે બે બાળકો મોકલ્યાં. તેમને જોઈ નળની આંખમાંથી આંસુની ધારા વહી ચાલી. પછી તેણે કર્કોટકે આપેલું વસ્ત્ર પહેર્યું એટલે તે પોતાનું મૂળ રૂપ પામ્યો. દમયંતી તથા ભીમક બહુ રાજી થયાં.

પછી નળ રાજા નિષેધ દેશ ગયો. તેણે પુષ્કરને જુગટામાં હરાવી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. દયા લાવી તેણે પુષ્કરને પોતાને ગામ મોકલ્યો. પછી તેણે દમયંતીને પિયરથી બોલાવી અને રાજારાણીએ સુખમાં દિવસો ગાળ્યા.

---

## पाठ ४८मो

### उत्तरा अने अभिमन्यु

राग परजियो

मने मारीने रथडा खेड रे, बाळा राजा रे,
मने जुद्धे साथे तेड रे, बाळा राजा रे.
आपणे सरखा सरखी जोड रे, बाळा०,
मने जुद्ध जोयाना कोड रे, बाळा०.

लावो हुं धारुं हथियार रे, बाळा०,
करुं कौरवनो संहार रे, बाळा०.
छांडी जुद्ध वळो घेर आज रे, बाळा०,
मारा बापनुं अपावुं राज रे, बाळा०.
में तो शो रे कीधो अधर्म रे, बाळा०,
मारे किया जनमनां कर्म रे, बाळा०.
में तो वेलो वाधतां तोडी रे, बाळा०,
में तो धावती धेन वछोडी रे, बाळा०.
वळती बोल्यो अभिमंन रे, घेली राणी रे;
तमे वात विमासो मंन रे, घेली राणी रे.

ढाळ

उत्तरा कुंवरी वाणी बोली, सांभळ मुज भरथार;
तमे जुद्ध करवा संचरो छो, चक्रव्यूह मोझार.
मरजो के मारजो तमे, नव देशो पूंठ लगार,
सहियर मेणां मारी कहेशे, कायरनी आ नार.
अवनी पर जे अवतर्यों, तेने मरवुं एकज वार,
मोत थकी डरिये नहि, ते माटे भरथार.

लज्जाराम

# પાઠ ૪૯મો

## તાબૂત



તાબૂત તો તમે બધાંએ જોયાં છે. મુસલમાનો તાબૂત શા માટે કાઢે છે તે તમે આ પાઠમાં શીખશો.

તાબૂતને તાજિયાં પણ કહે છે. 'તાજિયા' એ અરબી ભાષાનો શબ્દ છે. 'તાજ્યત્' એટલે મરણ થયે ઘરનાં માણસને દિલાસો આપવો.

જે સાંજે બીજનો ચાંદ દેખાય છે તેની પછીને દિવસે મુસલમાન લોકોનો નવો મહીનો બેસે છે. મહીનાની ૨૯મી

તારીખે બીજનો ચંદ્ર દેખાય તો તે મહીનાના ૨૯ દહાડા ગણાય છે અને ૩૦મી તારીખે દેખાય તો તે મહીનાના ૩૦ દહાડા ગણાય છે.

હઝરત મુહંમદ પેગંબરે મક્કામાં મુસલમાન ધર્મ ચલાવ્યો ત્યારે મક્કાની પ્રજાએ તેમના પર ઘણો જુલમ કીધો, તેથી તેમને મક્કા છોડી મદીના જવું પડયું. આને હિજરત (છોડવું) કહે છે. એની યાદગીરીમાં મુસલમાન લોકો હિજરી સાલ પાળે છે.

ઇમામ હુસેન અને યઝીદના લશ્કર વચ્ચે યુફ્રેતીસ નદીને કાંઠે કરબલામાં યુદ્ધ શરૂ થયું, તે દિવસે મુહર્રમ મહીનાની સાતમી તારીખ હતી. મુહર્રમને દસમે દિવસે બપોરે એક વાગે ઇમામ હુસેન ને એમના ગણ્યાગાંઠ્યા ચેલા ગુજરી ગયા. ત્યાં તેમના શિષ્યોએ તેમની કબર બંધાવી છે. એ કબર પરના ઘુમટને 'મકબરા' કહે છે. ભાવિક મુસલમાનો ઇમામ હુસેન તરફ અદબથી જુએ છે.

આ શહાદતથી મુસલમાન લોકો મુહર્રમના ૭માથી ૧૨મા સુધીના છ દિવસો બહુ દિલગીરીમાં ગાળે છે. એ દિવસોમાં તેઓ તાજિયાં–તાબૂત બનાવે છે. એ ઇમામ હુસેનની કબરના નમુના છે. તાબૂત એટલે શબવાહિની પેટી.

મુગલ પાદશાહ તિમુરલિંગે ઇમામ હુસેનની શહાદતની યાદગીરીમાં એક તાબૂત બનાવ્યું, ત્યારથી દર વર્ષે એ દિવસોએ હિંદુસ્વાનમાં તાબૂત બનાવવાની ચાલ પડી. તિમુરલિંગ પાદશાહ ભાવિક હતો. તેણે ઇમામ હુસેનની કબરની

નકલ કરાવી. તેને જોઈ તે પોતાનું મન વાળવા લાગ્યો. ત્યારથી તાબૂતનો રિવાજ પેઠો.

મુહર્રમનો દસમો દિવસ ઇમામ હુસેનની શહાદતનો છે, તેથી તે દિવસે સાંજે તાબૂત ઠંડાં કરવામાં આવે છે. હિંદુસ્તાનમાં એ રિવાજ એટલો બધો વધી ગયો છે કે જ્યાં જ્યાં મુસલમાનની વસ્તી છે ત્યાં દર વર્ષે તાબૂત બનાવાય છે.

તાબૂતમાં કેટલાક લોકો શરીર રંગી વાઘ બને છે. આ વાઘ બનવાનો રિવાજ ગુજરાતમાં બહુ જોવામાં આવે છે. તાબૂતના દિવસોમાં કેટલાક ફકીર બને છે.

ધર્મચુસ્ત મુસલમાનો આ દિવસો ભારે ગમગીનીમાં પસાર કરે છે. તેઓ ઇમામ હુસેનના યુદ્ધની કથા સાંભળે છે ને ગરીબોને દાન કરે છે. તે દિવસે મુસલમાનો શરબત ને પાણી આપે છે. તેને સબીલ કહે છે.

આ તહેવારથી મુસલમાન લોકોને પોતાના પૂર્વજોનાં શૌર્ય, ધીરજ, ને ભક્તિનું સ્મરણ થાય છે.

---

## પાઠ ૫૦મો

### સ્વચ્છ હવા ને અસ્વચ્છ હવા, ભાગ ૧લો

**શિક્ષક**—જુઓ, હું ટેબલ પર પાણી રેડું છું. શું થાય છે?

**છોકરાં**—સાહેબ, પાણી જમીન પર પડયું અને જમીન પર વહેતું વહેતું જાય છે.

શિક્ષક—એવો બીજો કોઈ પદાર્થ જાણો છો ?

છોકરાં—હા, જી. દૂધ અને તેલ પણ એવાંજ છે.

શિક્ષક—ખરૂં. એ બધા પ્રવાહી પદાર્થ કહેવાય છે. એનો રેલો નીકળે છે અને એ નીચી જગાએ વહે છે. લાકડું, પત્થર, માટી, વગેરે જે પદાર્થનો રેલો જતો નથી, તે નક્કર પદાર્થ કહેવાય છે. નક્કર પદાર્થ અને પ્રવાહી પદાર્થ, બંનેને આપણે જોઈ શકીએ છીએ; હવાને જોઈ શકતા નથી. જુઓ, પાણીમાં ને હવામાં બીજો ફેર છે તે સમજાવું છું. નાના વાસણનું પાણી મોટા વાસણમાં રેડું છું. વાસણ ભરાયું ?

છોકરાં—ના, સાહેબ. થોડો ભાગ ખાલી રહ્યો છે.

શિક્ષક—ખરૂં. નાના વાસણની હવા યન્ત્ર વડે મોટા વાસણમાં ઠાલવીએ તો તે મોટું વાસણ અધુરૂં રહેશે કે બધું ભરાશે ?

છોકરાં—સાહેબ, કોઈ પણ ખાલી જગા હવા વગરની નથી, માટે આખા વાસણમાં હવા ફરી વળશે.

શિક્ષક—ખરી વાત. હવા એક ગ્યાસ છે. એના અવયવ એકએકને વળગતા નથી; તે બધે ફેલાઈ જાય છે. તેમાં ઑક્સિજન ને નાઈટ્રોજન નામના બે ગ્યાસ એવા પ્રમાણમાં છે કે તે આપણી તંદુરસ્તીને લાભ કરે છે. સ્વચ્છ હવામાં ચાર ભાગ નાઈટ્રોજન ને એક ભાગ ઑક્સિજન છે. આપણું જીવન ટકાવવાને બંને ગ્યાસની જરૂર છે. એકથીજ જીવી શકાય નહિ.

ઑક્સિજનને પ્રાણવાયુ કહે છે; કેમકે એના વગર આપણે જીવી શકતા નથી. એના વગર દેવતા સળગતો નથી. સળગેલા દેવતા પર કે પ્રગટાવેલા દીવા પર તમે કંઈ ઢાંકી દેશો તો થોડા વખતમાં દેવતા ને દીવો, બંને ઘેર જશે. તેમાં હવા આવી શકતી નથી, એટલે દેવતાને ને દીવાને ઑક્સિજન મળતું નથી, તેથી એ જતાં રહે છે. ઑક્સિજન વગર અગ્નિ બળતો નથી.

---

## પાઠ ૫૧મો

### સ્વચ્છ હવા ને અસ્વચ્છ હવા, ભાગ ૨જો

શિક્ષક—આપણા શ્વાસમાંથી ચોકખી હવા નીકળે છે કે ખરાબ?

છોકરાં—સાહેબ, ખરાબ હવા નીકળે છે.

શિક્ષક—તમે એ હવા ખરાબ છે એમ શાથી જાણ્યું?

છોકરાં—સાહેબ, ઘણાં માણસોની મેદનીમાં એવી હવાથી અમારો જીવ ફરી જાય છે તેથી.

શિક્ષક—ખરું. એ હવા ઝેરી છે. આપણે શ્વાસ લઈએ છીએ ત્યારે હવા નાક અને મોંમાં થઈ ગળાને માર્ગે, ઘણી નાની નળીઓ, જેનાં આપણાં ફેફસાં બનેલાં છે, તેમાં જાય છે. આ નાની નાની નળીઓને બીજે છેડે લોહી છે, તેને એ હવામાંનું ઑક્સિજન સ્વચ્છ કરે છે.

તમે 'ખોરાક'ના પાઠમાં શીખી ગયા છો કે આપણા શરીરમાં ગરમી ઉત્પન્ન કરવાને ખોરાકની જરૂર છે. એવા ખોરાકમાં કાર્બન આવે છે. શ્વાસવાટે આપણા શરીરમાં ઑક્સિજન જાય છે, તે ભોજનમાં રહેલા કાર્બન સાથે ભેગું થાય છે ને તેનો નવો ગ્યાસ બને છે, તે કાર્બોનિક ઍસિડ ગ્યાસ કહેવાય છે. એ ઝેરી છે. પ્રાણિમાત્ર મોંમાંથી ને નાકમાંથી તેમજ છિદ્રોમાંથી આ ગ્યાસ બહાર કાઢે છે.

નયનસુખલાલ—બધાં પ્રાણીના શ્વાસમાંથી આવી ઝેરી હવા બહાર નીકળે છે ત્યારે તો હવામાં બહુ બગાડ થવો જોઈએ. આપણને એ ઝેર કેમ લાગતું નથી?

શિક્ષક—શાબાશ! આવી રીતે વિચાર કરશો ને ન સમજાય ત્યાં પૂછશો તો તમને ઘણો લાભ થશે.

તમે જાણો છો કે વનસ્પતિને પણ હવાની જરૂર છે. તે મૂળ અને પાંદડાંની મારફત ખોરાક લે છે. પાંદડાં એ વનસ્પતિનાં મોં ને પેટ જેવાં છે. નાનાં છિદ્રદ્વારા પાંદડાં હવામાંથી કાર્બોનિક ઍસિડ ગ્યાસ ચૂસે છે. એ એનો ખોરાક છે. આપણે હવામાંના ઑક્સિજનની જરૂર છે, ત્યારે વનસ્પતિને કાર્બોનિક ઍસિડ ગ્યાસની જરૂર છે. વળી આપણે શ્વાસદ્વારા કાર્બોનિક ઍસિડ ગ્યાસ બહાર કાઢીએ છીએ ત્યારે વનસ્પતિ પાંદડાંનાં છિદ્ર મારફત ઑક્સિજન બહાર કાઢે છે. આ પ્રમાણે પ્રાણી અને વનસ્પતિ એક-એકની સેવા બજાવે છે. આપણને જે નકામું ને ઝેરી

છે તે વનસ્પતિનો ખોરાક છે અને વનસ્પતિને જે નકામું છે તે આપણને બહુ કામનું છે. કુદરતની કેવી ખુબી છે! ઈશ્વરની આપણા પર કેવી મહેર છે!

---

# પાઠ પરમો

## ભાગ્યદેવી ને ભિખારણ

એક ભિખારણ ભાગ્યદેવીના અન્યાય માટે બબડતી બબડતી ચાલતી હતી. અરે રામ! આ ગામમાં આટલાં બધાં માણસો સુખી છે ને હુંજ એકલી દુઃખી છું. તેઓ કેવાં કલ્લોલ કરે છે! તેમને મનગમતું ખાવાનું છે, મનમાન્યું પહેરવાઓઢવાનું છે, ને સારાં સારાં મકાનોમાં રહેવાનું છે. મારે તો હમેશ ખાવાના સાંસા છે, પહેરવાને આવાં ચિથરેહાલ કપડાં છે, ને રહેવાનું ગામની શેરીઓમાં કે જંગલનાં ઝાડો નીચે છે.

છતાં, આ ગામનાં બધાં માણસો મને સંતોષવિનાનાં લાગે છે. તેઓ વધુ ને વધુ પૈસા મેળવવા વલખાં મારે છે. તેમને કોઈને હું શાંત ને સંતોષી જોતી નથી. તે બધાં પૈસાના ગુલામ છે. મને તો ખાવાપીવાનું સુખ મળે તો હું હમેશ શાંત ને સંતોષી બનું. આ પ્રમાણે તે ભિખારણ એકાંતમાં બબડતી હતી. તે શબ્દો ભાગ્યદેવીના સાંભળવામાં આવ્યા.

ભાગ્યદેવીએ તે ભિખારણને કહ્યું, બાઈ, હું તને સુખી કરવા ઇચ્છું છું. તારા વસ્ત્રનો છેડો લંબાવ. હું તેમાં ખૂબ



રૂપીઆ નાખીશ. તું કહીશ તેટલા રૂપીઆ નાખીજ જઈશ. પણ આટલું યાદ રાખજે કે જો એક પણ રૂપીઓ તારા વસ્રમાંથી બહાર પડ્યો તો બધા રૂપીઆના કોયલા થઈ જશે.

ભિખારણે કહ્યું, વારૂ. પછી તેણે પોતાનું વસ્ર ધર્યું અને ભાગ્યદેવીએ તેમાં રૂપીઆ નાખ્યા. જોતજોતામાં ભિખારણનો પાલવ રૂપીઆથી ભરાઈ ગયો. રૂપીઆના ભારથી તે બાઈ લચી પડી.

પછી ભાગ્યદેવીએ તેને પૂછ્યું, કેમ સંતોષ થયો? ભિખારણે કહ્યું, બરાબર નહિ. ભાગ્યદેવીએ થોડા વધુ રૂપીઆ નાખ્યા. ભિખારણે તેથી વધુ નાખવા કહ્યું. તેનું વસ્ત્ર જૂનું ને ઝરી ગએલું હતું. વસ્ત્ર ફાટવાની તેને ફીકર તો થઈ. પણ તેણે ધાર્યું, કંઈ નહિ. છો વધુ રૂપીઆ આવતા. ક્યાં ફરી ફરીને આવો લાગ આવવાનો છે?

ભાગ્યદેવી બોલી, કેમ બાઈ! હવે તો બસ થયું કે નહિ? ભિખારણે કહ્યું, હજી થોડા વધારે નાખ. તારો ભવોભવ હું ઉપકાર માનીશ.

ભાગ્યદેવીએ કહ્યું, જો તારૂં કપડું ફાટી જવાની તૈયારીમાં છે. ચેતીને બોલ.

ભિખારણ બોલી, કંઈ નહિ. બેચાર રૂપીઆ હજી નાખ.

જ્યાં એકબે રૂપીઆ વધુ પડ્યા કે ફચ દઈને કપડું ફસક્યું ને તે ભિખારણના રૂપીઆ કોયલા બની ગયા. ભાગ્યદેવી જતી રહી ને ભિખારણ ગરીબની ગરીબ રહી. તેણે કહ્યું, અરે રામ! રૂપીઆ તો ગયા તો ગયા, પણ મારૂં એકનું એક વસ્ત્ર પણ ફાટી ગયું.

એમ કહી તે ભિખારણ ચાલતી થઈ ને તેને પોતાના અસંતોષી સ્વભાવ પર તિરસ્કાર આવ્યો.

---

# પાઠ ૫૩મો

## નવજોત

પારસી લોકોમાં છોકરા ને છોકરીને ધર્મની દીક્ષા ૭થી ૧૨ વર્ષની ઉમર સુધીમાં આપવામાં આવે છે. બાળક ૬

વર્ષ ને ૩ મહીનાનું થાય તે પહેલાં એમના ધર્મશાસ્ત્ર પ્રમાણે એ દીક્ષા આપી શકાતી નથી. વિધિ પ્રમાણે સદરો પહેરાવવામાં આવે છે ને કેડે કુસ્તી બાંધવામાં આવે છે. આ સદરો પહેરવાની ને કુસ્તી બાંધવાની ક્રિયાને નવજોતની ક્રિયા કહે છે. આ ક્રિયા બહુ ભપકાથી કરવામાં આવે છે.

જે બાળક કે બાળકીની નવજોત ક્રિયા થાય છે તેને મોબેદની પાસે બેસાડે છે. તે કેટલીક પ્રાર્થના કરી તેને નહાન નવડાવી ચોખ્ખાં કપડાં પહેરાવે છે. ત્યાર પછી જે સ્થળે નવજોતની વિધિ કરવાની હોય તે સ્થળે તેને લઈ જાય છે. ત્યાં દસ્તુર તેમજ સગાંસ્નેહીઓ ભેગાં હોય છે. જેટલો વખત વિધિ પહોંચે છે તેટલો વખત સંપૂર્ણ શાંતિ રહે છે. કોઈ કંઈ બોલતું નથી. દસ્તુર અને મોબેદો શેત્રંજી પર બેસે છે અને પ્રેક્ષકો ખુરસી કે કોચ પર બેસે છે. જેને સદરો પહેરાવવાનો હોય તે બાળક કે બાળકી પાટલા પર સૂર્યની દિશા તરફ મોં કરી બેસે છે. તેની પાસે દસ્તુર કે મોબેદ હોય છે. તેઓ પ્રથમ પતેત ભણી પોતાનાં પાપને માટે પસ્તાવો કરે છે. બાળકને એ ભણતાં આવડતું હોય તો તે ભણવામાં સામેલ થાય છે. પછી દસ્તુર બાળક પાસે બે હાથે સદરો ઝલાવે છે અને પોતાના હાથ તે પર મૂકી બાળકની પાસે નીચેની મતલબનું ભણાવે છે:—

'અહુરમઝ્દે સર્જેલા પવિત્ર ધર્મનો વિજય થાઓ! જે સારો, ખરો, અને પવિત્ર ધર્મ પર્વર્દગારે પોતાનાં પ્રાણીઓને મોકલ્યો છે તે પેગંબર જરથોસ્તે આણ્યો છે. એ ધર્મ

જરથોસ્તનો છે. એ ધર્મ અહુરમઝ્દે જરથોસ્તને આપેલો છે.'

આ પછી દસ્તુર બાળકને શરીરેથી જૂનું વસ્ત્ર કાઢી નાખી તેના હાથમાં ઝાલેલો સદરો તેને પહેરાવે છે. પછી દસ્તુર તેની કેડે કુસ્તી ત્રણ વાર વિંટાળે છે. ત્રણ વાર વિંટલાય એટલી તે લાંબી હોય છે. આ થઈ રહ્યા પછી કોપરૂં, ચોખા, બદામ, વગેરે માંગલિક પદાર્થોની મેળવણી દસ્તુર તે બાળકના માથા પર નાખી તેને આશીર્વાદ દે છે ને તંદુરસ્તી ભણે છે. પછી દસ્તુર ને મોબેદોને દક્ષિણા અપાય છે, એટલે નવજોતની ક્રિયા પૂરી થાય છે.

વિધિ થઈ રહે છે એટલે સગાંસંબંધીઓ તે બાળક કે બાળકીને બખ્શીસો આપે છે અને તેનાં માબાપ તે સાંજે સગાંને ને મિત્રોને મિજબાની આપે છે.

કુસ્તી એ હિંદુઓની જનોઈને મળતી છે. પારસી બૈરાં ઝીણા ઊનના ૭૨ તાંતણાં ગૂંથીને એ બનાવે છે. કુસ્તીને ત્રણ આંટામાં પહેરવી પડે છે અને તેને ચાર ગાંઠ હોય છે, બે આગળ ને બે પાછળ. પહેલી ગાંઠ બાંધતી વખત દસ્તુર કહે છે કે ઈશ્વર એક છે અને એની સાથે કોઈનો મુકાબલો થઈ શકશે નહિ. બીજી ગાંઠ વખત તે પઠે છે કે જરથોસ્તે આણેલો ધર્મ ખરો છે. ત્રીજી ગાંઠ વખત તે કહે છે કે જરથોસ્ત એ ખરો પેગંબર છે. એણે પોતાનો પેગામ ઈશ્વર પાસેથી આણ્યો છે. ચોથી ગાંઠ વખત તે એવું કહે છે કે સારાં કામ કરો અને નઠારાં કામથી દૂર રહો.

કુસ્તી એક વાર પહેરી એટલે તે હમેશ પહેરવી પડે

છે. હરરોજ છોડી નાખી પ્રાર્થનાને વખતે તે ફરી બાંધવામાં આવે છે. જૂની થાય છે ત્યારે તે બદલી નખાય છે.

આ દિવસથી તે જરથોસ્તી થએલો ગણાય છે અને ધર્મને લગતી ફરજો તેને અદા કરવી પડે છે.

---

## પાઠ ૫૪મો

### કરોળીઓ, ભાગ ૧લો



ઘરમાં કરોળીઆનું જાળું તો તમે જોયું હશે. એ પોતાનું જાળું શી રીતે બનાવે છે ને તેમાં પોતાના શિકારને કેવી રીતે ફસાવે છે તે જાણવામાં તમને ઘણો રસ પડશે.

કીડી ને વંદાની પેઠે કરોળીઓ જંતુના વર્ગમાં આવતો નથી. જંતુના શરીરના ત્રણ ભાગ હોય છેઃ માથું, છાતી,

ને પેટ. કરોળીઆના શરીરનાં બે ભાગ હોય છે; ઉપલામાં માથું અને છાતી આવે છે; નીચલામાં પેટ. જંતુને સંયુક્ત આંખ હોય છે. તેમની હરેક આંખ નાની નાની આંખોના જથા જેવી છે. આંખ એ તેમના રક્ષણનું મુખ્ય સાધન છે; તેથી તે ચારે તરફથી શત્રુને જોઈ શકે છે. કરોળીઆની આંખ જોડાએલી નથી. જંતુને પાંખ હોય છે, કરોળીઆને નથી હોતી. જંતુને આખા શરીર પર હવા લેવાની નાની નળીઓ હોય છે, તેથી તે શ્વાસ લે છે. કરોળીઓ ફેફસાં વડે શ્વાસ લે છે. જંતુને છ પગ હોય છે; કરોળીઆને આઠ હોય છે. આ રીતે, કરોળીઓ જંતુ નથી, પણ કાચબા-ની પેઠે ઢાંકણુવાળા પ્રાણીના વર્ગમાં આવે છે.

કરોળીઆનું શરીર ટૂંકું ને પહોળું હોય છે; એનું માથું ને ગરદન એકઠાં હોય છે; એનાં જડબાં મજબૂત હોય છે ને બંને જડબાંમાં દાંત હોય છે. એના મોંની દરેક પાસે એક જબરો, વાંકો દાંત હોય છે.

ઘણાખરા કરોળીઆને આઠ આંખ હોય છે; કેટલાકને બે, ને કેટલાકને છ હોય છે.

કરોળીઆને આઠ પગ હોય છે, તે દરેકને સાત સાંધા હોય છે. પગે વાળ હોય છે ને ઘણા કરોળીઆના પગને તળીએ વાળવાળી ગાદી હોય છે, તેથી તે ઉપરનીચે દોડી શકે છે. એને પગે ત્રણ નખ હોય છે, તે કાંસકીના દાંતા જેવા અણીદાર હોય છે. તે વડે તે તાંતણા કાઢે છે.

કરોળીઆના શરીરમાં ઘણી નાની કોથળીઓ હોય છે, તેમાં જાડો, ગુંદર જેવો, ચીકણો પ્રવાહી પદાર્થ હોય છે.

તેને શરીરને છેડે નાનાં છિદ્ર હોય છે, તે કાંતવાનાં યંત્ર જેવાં છે. એ છિદ્રને માર્ગે તેની કોથળીમાંથી રસ નીકળે છે. એ રસ હવામાં રહે છે એટલે ઘણો સખ્ત થાય છે. કરોળીઆના તાંતણા અનેક ઝીણી દોરીના બનેલા હોય છે, તેથી ઘણા જબરા હોય છે. 'બહુ તાંતણા બળવંતા.' ઘણી વસ્તુઓ નાની હોય છે તોપણ ભેગી થયે તેમાં બહુ બળ આવે છે.

---

# પાઠ ૫૫મો

## કરોળીઆ, ભાગ ૨જો

કરોળીઓ ઘણો ઉદ્યોગી છે. એ પોતાની જાળ ઘણી સુંદર રીતે બાંધે છે. એ કામ એને શિખવવું પડતું નથી. જેમ પંખી વગર શિખવે પોતાનો માળો બાંધે છે, અને જેમ મધમાખ વગર શિખવે મધપુડો બનાવે છે, તેમ કરોળીઓ વગર શિખવે જાળ બાંધે છે.

કરોળીઓ જાળ બનાવવામાં બહુ કારીગરી વાપરે છે. પ્રથમ તે બહારની દોરી સજ્જડ બાંધે છે; પછી તે પૈડાના આરાની પેઠે દોરીઓ બાંધે છે, પછી તે એ બધી દોરીને જાળની વચ્ચે બાંધે છે; છેવટે, તે તાંતણાઓથી બધા આરાને ઢાંકી દે છે. આવી રીતે જાળ બાંધી તે તેની પાસે કોઈ ઝાડની ડાળ પર પોતાનો નિવાસ કરે છે અને જાળ સાથે પોતાના નિવાસસ્થાનને દોરીથી જોડી દે છે. વાડીના કરોળીઆ પોતાના તંતુ જાડા કાઢે છે, તેથી તે એક ડાળીએથી

બીજી ડાળીએ જાય છે. એ તંતુ એક જગાથી બીજી જગાએ જવાના રસ્તા કે પૂલ જેવા છે.

કેટલાક કરોળીઆ ઘરના જેવી જાળ બનાવે છે. તે આ રીતે કડીઆનું કામ કરતા જણાય છે. તેઓ જાળને બારણું કરે છે અને અંદરથી તે બારણું વાસી દે છે, એટલે તેમાં કોઈ ચોર પેસી શકતો નથી.

કરોળીઓ પોતાના શિકારને જાળમાં ફસાવે છે. કોઈ જંતુ ચીકણા તાંતણામાં આવે કે તરત ચોંટી જાય છે. તે બહાર નીકળવાનો પ્રયાસ કરે તો તે જાળમાં વધારે ગુંચવાઈ જઈ ફસાઈ જાય છે. પછી કરોળીઓ તેને પકડીને મારી નાખે છે. શિકાર નાનો હોય તો તે તેનો તરત નાશ કરે છે; મોટો હોય તો વધારે વધારે તાંતણાથી તે તેને ઢાંકીને કેદી બનાવે છે.

કેટલાક કરોળીઆ શિકાર પકડવા ફરતા ફરે છે; કેટલાક જળમાં રહે છે; ને કેટલાક ઓરડાને ખૂણે જાળ બાંધે છે.

એક વાર એક કરોળીઓ પાણીની બહાર એકબે ફૂટ રહેલી લાકડીની અણી પર આવ્યો. તે લાકડીની નીચે પાણીની સપાટી લગણ ગયો, પણ બહાર નીકળવાનો રસ્તો તેને સૂજ્યો નહિ. પછી તે લાકડીની ટોચે પાછો ગયો ને ત્યાં રહી તેણે તાંતણા કાઢવા માંડ્યા. તાંતણાનો એક છેડો તેણે લાકડીને મથાળે વળગાડયો અને પછી તાંતણા ઉરાડવા માંડ્યા. એમ કરતાં તાંતણો પાસેના ઝાડની ડાળીએ પહોંચ્યો એટલે તે તે રસ્તે સહેલથી નાસી ગયો.

કરોળીઆમાં ક્યા ક્યા ગુણ છે તે તમે જોયા ? તે ઘણો ઉદ્યોગી ને ખંતીલો છે. તે પોતાનું કામ ધીમે પણ ચોક્કસ કરે છે. તે હરેક કામ સારૂં કરવામાં મગરૂરી માને છે. આ બધા ગુણો તમારે દાખલો લેવા લાયક છે. પણ તે શિકાર પકડવામાં લુચ્ચો છે. તમે તેના જેવા લુચ્ચા ન થશો.

---

# पाठ ५६मो

## नळदमयंती बाळकोने मोसाळ वळावतां

### राग मेवाडो

मोसाळ पधारो रे बाळक बाळुडां रे, मारां लाडकवायां बे बाळ;
नमायां थइ वर्तो रे, सहेजो मामामामीनी गाळ; मोसाळ०
हृदयामां चांपे रे, पेटने छेलुंवेलुं लाड;
हवे मळवां दोहलां रे, मळिये तो प्रभुजीनो पाड; मोसाळ०
थयां मातावोणां रे, नहि कोइ कहे रुडो साथ;
रोशे हैयुं फाटते रे, हवे कोण फेरवशे हाथ; मोसाळ०
गुरु सुदेवजी रे, तमारे खोळे छे तंन;
कहेजो मुज मातने रे, करे जीवनी पेरे जतंन; मोसाळ०
पुत्रि जमाइए रे, कहेजो वनमां पूर्यो वास;
कहेजो मुज तातने रे, ले विजोगीनो तपास; मोसाळ०
चुंबन करी मावडी रे, फरी फरी ए मुख जोय;
हइयेथी न उतरे रे, दमयंति राणी रोय; मोसाळ०

वळण

रूप राणी अतिघणुं, पछे सोंप्यां गुरुकरमांय;
वोळाव्यां बे बाळको, ऋषि साथे नळराय रे.

प्रेमानंद

---

# પાઠ ૫૭મો

## રબર

રબર તો તમે જોયું હશે. પેન્સિલના કે સાહીના ડાઘા પડ્યા હોય તો તે કાઢી નાખવા આપણે રબરનો ઉપયોગ કરીએ છીએ. ‘રબર’ એ અંગ્રેજી શબ્દ છે. એનો અર્થ ‘ઘસનાર’, ‘ડાઘો કાઢનાર’ થાય છે. ગાડીનાં, સાઇકલનાં, કે મોટરનાં પૈડાંને રબરની વાટ ચઢાવાય છે. રબરનાં જાતજાતનાં રમકડાં બને છે ને તે મેળાના દહાડામાં પુષ્કળ વેચાય છે. રબરનાં કપડાં ને જોડા બને છે, તેમાં પાણી પ્રવેશ કરી શકતું નથી. રબરની પેટી, કાંસકી, ચપ્પુના હાથા, બંબાની સૂંઢ, નળીઓ, બોરીઆં, અને રમવાના દડા બને છે.

એ રબર શું છે? કપૂર, ગુંદર, અને તાડીની પેઠે રબર એક જાતના ઝાડનો રસ છે. એ ઝાડ આફ્રિકા, અમેરિકા, સિંહલદ્વીપ, જાવા, અને મલાયાના દ્વીપકલ્પમાં થાય છે.

રબરની દોરીને તાણીને મૂકી દઈએ તો તે હતી તેવી થાય છે. આ રીતે તે મૂળ સ્થિતિમાં પાછું આવે છે, માટે સ્થિતિસ્થાપક કહેવાય છે.

રબરનો રસ શી રીતે મેળવાય છે ? કેટલીક વાર આખા ઝાડને કાપી નાખી રસ એકઠો કરવામાં આવે છે. પણ એમ કરવાથી નુકસાન થાય છે. બહુ રસ મેળવવો હોય તોજ એમ કરવામાં આવે છે.

સાધારણ રીતે ઝાડના થડમાં કાપ મૂકી રબરનો રસ કાઢવામાં આવે છે. ઝાડની નીચે માટીનાં વાસણ મૂકવામાં આવે છે. તે થોડા વખતમાં થડમાંથી ઝરતા રસથી ભરાઈ જાય છે. તેના થર પાથરી તડકામાં કે દેવતાના ધુમાડાથી સુકવે છે.

જેમાંથી ખૂબ ધુમાડો નીકળે એવાં લાકડાં રસ સુકવવા માટે વપરાય છે. રસ આ રીતે સુકવાય છે. સુકવનાર માણસ પોતાના એક હાથમાં લાકડાનો મોટો કકડો રાખે છે. તે કકડો તે હલાવતો જાય છે અને બીજે હાથે તેના પર રબરનો રસ નાખતો જાય છે. જ્યારે એ રસ જાડો થાય છે ત્યારે નવો રસ નાખવામાં આવે છે. આ રીતે રબરનાં મોટાં ચોસલાં તૈયાર થાય છે. પછી તેને કારખાનામાં મોકલી ઊના પાણીમાં નાખી ઠંડાં પાડે છે ને તેમાંથી કચરો કાઢી નાખે છે. પછી તેનાં પાતળાં પતરાં જેવાં બનાવે છે ને તેના જુદા જુદા પદાર્થો બનાવવામાં આવે છે.

રબરનો ઉપયોગ વધતો જવાથી તેમજ તેની કિંમત વધારે વધારે ઉપજવાથી સિંહલદ્વીપમાં ચાહ અને બૂનના છોડો કાઢી નાખી તેને બદલે રબરનાં ઝાડ વવાય છે.

આસામ, બ્રહ્મદેશ, અને મદ્રાસ ઇલાકામાં રબરનાં ઝાડ

વવાય છે અને હિંદુસ્તાનમાંથી પુષ્કળ રબર કાચા પદાર્થ તરીકે પરદેશ ચડે છે. સહુથી વધારે રબર મદ્રાસ ઇલાકામાંથી જાય છે. પરદેશથી તેના તૈયાર થએલા પદાર્થો આપણા દેશમાં આવે છે.

---

# પાઠ ૫૮મો

## સિદ્ધરાજ જયસિંહ, ભાગ ૧લો

સિદ્ધરાજ સોલંકી કરણ ને મીનલદેવીનો પુત્ર હતો. કરણ રાજા પરાક્રમી ને વિદ્યાનો શોખીન હતો. તેણે એક મોટી પાઠશાળા સ્થાપી હતી. એ પાઠશાળામાં તેણે પંડિતોને ગુરુ તરીકે નીમ્યા હતા. તેમાં ભણેલા વિદ્યાર્થીઓને કોઈ પણ દેશના પંડિતો જીતી શકતા નહોતા. શ્રીપાદ અને હેમાચાર્ય, એ બે પ્રખ્યાત પંડિતો એજ શાળામાં ભણ્યા હતા. મીનલદેવી ધર્મિષ્ઠ ને ન્યાયી હતી.

સિદ્ધરાજ દસ વર્ષનો થયો ત્યારે કરણ રાજા ગુજરી ગયો; આથી તે મીનલદેવીની દેખરેખ નીચે ઊછર્યો. માતાએ તેના પર સારા સંસ્કાર બેસાડયા.

એક દિવસ સિદ્ધરાજ આબુના જંગલમાં શિકારે ગયો હતો. સાંજ પડી પણ શિકારથી એ પાછો મુકામે ન ફર્યો, તેથી મીનલદેવીને ઘણી ફીકર થઈ. તેણે માનતા માની કે પુત્ર સલામત પાછો આવશે તો તેને અચલેશ્વર મહાદેવને અર્પણ કરીશ; પછી તેની તુલા કરી તેના બારોબાર સોનું

આપી તેને વેચાતો લઈશ ને તે સોનું ધર્માદાના કામમાં વાપરીશ. સિદ્ધરાજ શિકારેથી બીજે દહાડે સલામત પાછો આવ્યો. માતાએ બાધા પૂરી. સુમારે ત્રણ લાખનું તુલાનું સોનું દેવાલય બંધાવવામાં ખરચવાની દરબારીઓની ઇચ્છા હતી. સિદ્ધરાજે કહ્યું કે એ સોનું રાજ્યભંડારનું છે ને રાજ્યનો ભંડાર ખેડુત, વેપારી, વગેરે લોકોના દ્રવ્યથી ભરાય છે; માટે લોકોપયોગી કામમાં એ વાપરવું. રાજમાતાને આ સૂચના ગમી ને એ તુલાદાનમાંથી વીરમગામનું મુનસર ને ધોળકાનું મલાવ, એ બે તળાવો બંધાવવામાં આવ્યાં.

બાળ સિદ્ધરાજ માતા સાથે રાજ્યમાં પ્રવાસ કરતો હતો, તે વખત માળવાના રાજા યશોવર્માએ ગુજરાત પર ચઢાઈ કરી. મીનલદેવીના મંત્રીએ યશોવર્માને પૈસા આપી પાછો કાઢયો. સિદ્ધરાજને આ વાત ગમી નહિ. તે પ્રવાસ-માંથી ઝટ પાછો ફર્યો ને માળવાના રાજા સાથે લડવાની તેણે તૈયારી કરવા માંડી. તે તૈયારીની બીજાં રાજ્યોને ખબર ન પડે તે માટે તેણે એવો દેખાવ કર્યો કે પોતે અણહિલવાડમાં એક મોટા તળાવ બાંધવાના કામમાં રોકાયો છે. તેણે તે તળાવને ફરતાં એક હજાર શિવાલય બંધાવવાનો હુકમ કર્યો. આથી તે તળાવનું નામ સહસ્રલિંગ તળાવ પડયું.

એક વખત માળવાના કોઈ રહીશે સિદ્ધરાજ આગળ જસમા નામની ઓડણના રૂપનાં ખૂબ વખાણ કર્યાં. સિદ્ધરાજને તેને મેળવવાનું મન થયું. સહસ્રલિંગ તળાવ બંધાતું હતું ત્યારે તેણે માળવાનાં ઓડઓડણોને બોલાવ્યાં.

તેમાં જસમા પણ આવી. સિદ્ધરાજે બધા ઓડોને ગામ-બહાર રાખ્યા. પણ જસમાને મહેલમાં ઉતારો લેવા ફરમાવ્યું. તે બોલી, મહેલમાં તો રાણીઓ સૂએ; ઓડણને તો ભાંય પરજ પડી રહેવું શોભે. રાજાએ એને બહુ લલચાવી, પણ એ અડગ રહી. કામ થઈ રહ્યું ત્યારે બધા ઓડને રાજાએ રજા આપી, પણ જસમાને રહેવા કહ્યું. જસમા ઓડોની સાથે છાનીમાની સટકી ગઈ. રાજાએ ઓડોને કેદ પકડયા. તેથી જસમાએ પેટમાં કટાર મારી આપઘાત કર્યો ને શાપ દીધો કે તારા તળાવમાં પાણી ટકશે નહિ.

સિદ્ધરાજ અયોધ્યાના રાજાની મધુસુખી નામે ભણેલી ને સુંદર પુત્રી સાથે પરણ્યો. પછી તેણે માળવા પર ચઢાઈ કરી. તેણે યશોવર્માને હરાવ્યો ને કેદ કર્યો; છતાં, તેનું અપમાન ન કરતાં તેણે તેને રાજહસ્તી પર બેસાડી માન સાથે અણહિલપુર આણ્યો.

---

## પાઠ ૫૯મો

### સિદ્ધરાજ જયસિંહ, ભાગ ૨જો

કોઈ કુંભારની પુત્રી રાણકદેવી સાથે સિદ્ધરાજનો અગાઉ વિવાહ થયો હતો. પણ લગ્ન થતા પહેલાં જુનાગઢનો રાજા રા'ખેંગાર તેને બળાત્કારે લઈ ગયો અને તેની સાથે પરણ્યો. સિદ્ધરાજે રાણકદેવીને મેળવવા માટે રા'ખેંગાર સાથે યુદ્ધ કર્યું ને તેને મારી નાખ્યો. પછી તેણે રાણકદેવીને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. તે રાણી પતિવ્રતા હતી,

તેથી તેણે સિદ્ધરાજની અરજ કબૂલી નહિ. રાજાએ ઘણા પ્રયત્ન કર્યો, પણ તે તેમાં ફાવ્યો નહિ. છેવટે, રાણકદેવી વઢવાણ શહેર આગળ ભોગાવા નદીને કિનારે સતી થઈ બળી મરવા ગઈ. તે સમયે કુદરત પણ કોપી ઊઠી. પ્રચંડ, ઊનો વાયુ વાયો અને તે રેતાળ દેશની વેળૂ અથવા રેતી પણ ધગી ઊઠી અને ચિતા ભડભડ સળગી ગઈ.

"વાયો વાયુ સવાય, વાયે વેળૂ પરજળે,
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠિ રાણીનું."

સિદ્ધરાજે પોતાની પામરી રાણી પર નાખી. બળતી સતીએ તે પાછી નાખી દીધી. તે બોલી, જો આવતા ભવમાં તારે મારા સ્વામી થવું હોય તો હમણાં મારી સાથે બળી મર. સિદ્ધરાજે ના કહી. રાણકદેવી બળી મુઈ. તે સ્થળે સિદ્ધરાજે સતીના માનમાં દેવળ ચણાવ્યું.

સિદ્ધરાજ વિદ્વાનોને બહુ માન આપતો. તે માળવેથી જીતીને આવ્યો ત્યારે હર્ષઘેલી પ્રજાએ તેને પોતપોતાની લાયકાત પ્રમાણે નજરાણાં કર્યાં. તેમાં જૈન આચાર્ય હેમાચાર્યે પોતે રચેલું વ્યાકરણનું પુસ્તક રાજાને ભેટ કર્યું. રાજાએ તે સ્વીકાર્યું. પંડિતોની સભામાં રાજાએ તેની પરીક્ષા કરાવી. પંડિતોએ તે મંજૂર કર્યું. તે પરથી રાજાએ તેનો ભારે સત્કાર કર્યો. તેણે તે પુસ્તક હાથી પર મુકાવ્યું, ને હાથી પર શ્વેત છત્ર ધારણ કરાવ્યું. ચામર ને બીજાં રાજચિહ્ન સાથે તેણે તે રાજ્યના ભંડારમાં અણાવ્યું ને ત્યાં રાખ્યું.

આ પ્રમાણે સિદ્ધરાજ વિદ્યાને ઘણું માન આપતો હતો.

તે પ્રતાપી હતો. તે દેખાવે પાતળો ને કાંતિમાન્ હતો. તે અનેક સદ્ગુણોનો આશ્રય હતો ને આશ્રિત જનને કલ્પવૃક્ષ હતો.

---

## પાઠ ૬૦મો

### પારસી લગ્નક્રિયા

હિંદુ લોકોની પેઠે પારસી લોકો જ્યોતિષને માને છે. વરકન્યાનાં માબાપ પોતાનાં છોકરાંના જન્માક્ષર જોષીને બતાવે છે. હાલ વરકન્યા એકબીજાને મળી પસંદગીથી આદરાય છે. બંને કુટુંબનો વિચાર પોતાનાં છોકરાં એક-બીજા સાથે પરણાવવાનો થાય એટલે તેઓ વરકન્યા માટે એકબીજાને વસ્ત્ર મોકલે છે. આથી લગ્નનો કરાર પાકો થાય છે. પછી તે તોડાતો નથી.

પારસીઓ જ્યારે સંજાનમાં વસ્યા ત્યારે ત્યાંના રાજાએ તેમની પાસે વચન લીધું હતું કે અમે હિંદુ લોકોની ક્રિયા પાળીશું. આથી પારસી લગ્નક્રિયા હિંદુક્રિયાને ઘણે ભાગે મળતી આવે છે. લગ્નપ્રસંગે પારસી લોકો વાણીઆ લોકોના જેવા લાંબા જામા પહેરે છે ને કેડે પિછોડી બાંધે છે. તેમના લગ્નનો વરઘોડો પણ હિંદુ લોકોના વરઘોડા જેવો હોય છે.

લગ્નનો દિવસ જોષીની સલાહ પ્રમાણે નક્કી કરેલો હોય છે. તે દિવસ પહેલાં ચાર કે આઠ દહાડા અગાઉ 'માંડવ-સરો' કરે છે. એ ક્રિયા હિંદુઓના મંડપમુહૂર્તના જેવી હોય

છે. ઘર આગળ ખાડો ખોદી તેમાં સોનુરૂપુ નાખી આંબાની ડાળી રોપાવે છે. એ દિવસથી વરકન્યાને પીઠી ચોળવાનો રિવાજ હતો, તે હવે નીકળી ગયો છે.

લગનને દિવસે વરઘોડો નીકળતા પહેલાં કન્યાનાં સગાં ને સ્નેહીઓ શક્તિ પ્રમાણે કીમતી પોશાક ને ઘરેણાં લઈ વરને ઘેર જાય છે. વરને તે આપી તેઓ પાછાં ફરે છે, એટલે વરઘોડો નીકળે છે. આગળ વાજું ને પાછળ સાજન-ને મોખરે વરરાજા ને મોબેદો ચાલે છે. વરના હાથમાં નાળિયેર, કપાળે ચાંલ્લો, ને ગળામાં ફૂલનો હાર હોય છે. એ રીતે વરઘોડો કન્યાને ઘેર જાય છે.

ત્યાં વરકન્યાને સામસામાં ખુરસી પર બેસાડે છે. તેમની વચ્ચે પડદો ધરે છે. તેમની આસપાસ એક બીજો પડદો રાખે છે ને તેના છેડાને બેવડી ગાંઠ બાંધે છે. પડદામાં વરકન્યા પાસે એકબીજાનો જમણો હાથ પકડાવે છે. મોબેદો પડદાની પાસ સાત વાર સુતર વિંટાળે છે. વરકન્યાના ભેગા હાથ પર તેમજ તે ઉપરના કપડા પરની બેવડી ગાંઠ પર સાત આંટા લે છે. પછી એક તવા પર રાખેલા અગ્નિમાં ધૂપ નાખે છે ને પડદો એકદમ નાખી દે છે, એટલે વરકન્યા હાથમાં રખાવેલા ચોખા એકબીજા પર જલદી વધાવે છે ને ભેગાં થએલાં સ્ત્રીપુરુષો તાળીના હર્ષનાદથી તેમને વધાવી લે છે. બેમાંથી જે પહેલું ચોખા વધાવે છે તેનું ચલણ વધારે થશે એમ મનાય છે. પછી દસ્તુરો વરકન્યાને આશીર્વાદ દે છે. તે વખતે બંને બાજુ તરફનાં સગાંમાંનો કોઈ પણ માણસ ચોખાની થાળી લઈ ઊભો

રહે છે ને તે લગ્નના સાક્ષી તરીકે કામ કરે છે.

મોબેદો માબાપને પૂછે છે કે તમને આ લગ્ન કબૂલ છે ? તેમની સંમતિ મળ્યા પછી વરકન્યાને પૂછે છે કે તમે એકબીજા સાથે વચન પ્રમાણે પ્રામાણિકપણે વર્તવાને બંધાઓ છો ? તેઓ હા કહે છે એટલે દસ્તુરો આશીર્વાદ દે છે. છેવટે, વરકન્યા, તેમનાં માબાપ કે પાલકો, અને બંને પક્ષના મોબેદો લગ્નના પ્રમાણપત્ર પર સહી કરે છે ને તે લગ્નપત્ર પારસી લગ્ન નોંધનારા અમલદારની કચેરીમાં નોંધાય છે.

---

# પાઠ ૬૧મો

## મોર

ગાય, બિલાડી, કુતરો, એવાં પ્રાણીના પાઠ તમે શીખી ગયાં છો. એવાં પ્રાણી પશુ કહેવાય છે. ચકલી, કબૂતર, ને પોપટ, તમે બધાંએ જોયાં છે. એ પંખી કહેવાય છે. પશુ ને પંખીમાં શો ફેર છે ?

પંખીને પાંખ હોય છે તેથી તે આકાશમાં ઊડી શકે છે. પશુને પાંખ ન હોવાથી તે ઊડી શકતાં નથી. પંખીને દિલે પીછાં ને પશુને દિલે વાળ હોય છે. પશુ બચ્ચાંને ધવરાવે છે. પંખી ઈંડાં મૂકી તેને સેવે છે.

તમે મોર જોયો છે ? એના જેવું સુંદર પંખી ભાગ્યેજ જોવામાં આવશે. એને માથે ઘણી દેખાવડી કલગી હોય



છે. એની પાછળ પીંછાંનો ભભકાભેર ગુચ્છો હોય છે, તે લીલાં, અને સુનેરી સુશોભિત રંગનો હોવાથી તેની શોભામાં ઘણો વધારો કરે છે. એ ગુચ્છામાં રંગબેરંગી 'આંખ' જેવા ચાંલ્લા હોય છે, તે ઘણા દીપે છે. તેનું માથું ઘણું નાનું ને પગ ટૂંકા હોય છે. તેને ચાર આંગળાં હોય છે ને મજબૂત નખ હોય છે; તે વડે તે જમીન ખોતરી માંહેથી જીવડાં કાઢી શકે છે.

મોર આનંદમાં આવે છે ત્યારે પીંછાં ઊંચાં કરી તેનો ફેલાવો કરે છે, તેને 'કળા કરવી' કહે છે. એ કળા કરી નાચે છે ત્યારે એનો દેખાવ ઘણો રમણીય થાય છે. તડકામાં એ કળાની શોભાનો પાર રહેતો નથી.

મોરની સ્ત્રીને ઢેલ કહે છે. દેખાવમાં એ મોરથી બહુ ઊતરતી છે, તેથી બેનું જોડું શોભતું નથી.

મોર ને ઢેલ જમીન પર દોડી શકે છે; પણ બહુ ઊંચાં ઊડી શકતાં નથી. ઝાડની ઊંચી ડાળી પર કે ઊંચાં મકાનોને છાંપરે તેઓ આરામ લે છે. તેમના મધુર અવાજને 'કેકા' કહે છે.

આ પંખી અનાજના દાણા અને નાના જંતુઓ ખાઈને જીવે છે. જેમ મધમાખમાં નર આળસુ ને માદા ઉદ્યોગી છે; તેમ ઢેલ જમીન પર અનાજના દાણા શોધે છે ત્યારે મોર મગરૂર દેખાવ ધારણ કરી ફરતો ફરે છે.

---

## पाठ ६२मो

### वैदर्भि वनमां वलवले.

**राग रामग्री**

वैदर्भि वनमां वलवले, अंधारी रात;
भामनी भय पामी घणुं, कलडी जात; वैदर्भि० १
रसनाये नाम दे नळतणुं, जाप जपती जाय;
शुद्ध नथी रे शरीरनी, भांगे कांटा पाय; वैदर्भि० २

रोइ रोइ राती आंखडी, खूटयुं आंसुनुं नीर;
नयणे धारा बे झरे, वहे छे रुधीर; वैदर्भि० ३
हींडंती ते आखडे, वागे पायमां ठेश;
चालंती उभी रहे, भराय कांटामां केश; वैदर्भि० ४
अंगे ऊझरडा घणा, झरे शोणितधार;
ओ नळ ओ नळ बोलती, बिजो नहीं विचार; वैदर्भि० ५
अथडाये वृक्ष अंगशुं, मूके कांटामां पाय;
शुद्ध नथी रे शरीरनी, भजती नळराय; वैदर्भि० ६
दिवसरयणी प्रीछे नहीं, एवुं घाडुं अरण्य;
दमयंती भूली पडी, दहाडा थया छे त्रण्य; वैदर्भि० ७
अन्न उदक नहावुं नहीं, बेसवुं न शयंन;
त्रण्य दिवस एम वही गया, भमतां ते वंन; वैदर्भि० ८

वलण

भमतां वन नृपभामनी, त्रण्य दिवस गया वही;
वाट घाट के गाम ठाम, प्रेमदा कांइ पामी नहीं.

प्रेमानंद

---

## પાઠ ૬૩મો

### ઝાડનાં ફૂલ, ભાગ ૧લો

શિક્ષક—મૂળ, થડ, ને પાંદડાં, એ ઝાડના અવયવ છે એ તમે શીખી ગયા છો. ઝાડના જીવન ને વિકાસને

માટે એ ચારે અવયવ જરૂરના છે અને એ જે કામ કરે છે તે છોડના હિતને માટે કરે છે. પરંતુ એમાંનો એકે અવયવ નવા છોડ ઉત્પન્ન કરવાનું કામ કરતો નથી. જુઓ, મારા હાથમાં આ ફૂલો છે. એ શા કામનાં છે?



છોકરાં—સાહેબ, એને આપણે સૂંઘીએ છીએ.

શિક્ષક—ખરૂં. ફૂલ છોડને પોષણ આપે છે. એનું કામ નવો છોડ ઉત્પન્ન કરવાનું છે. ફૂલ એ છોડનો સુંદરમાં સુંદર ભાગ છે. એ છોડનું ભૂષણ છે. આપણને ફૂલ ઘણાં પ્યારાં છે. કુદરતની એ બલિહારી છે. જુઓ, એના રંગ કેવા વિચિત્ર છે! એની સુગંધ કેવી ખુશબોદાર છે! આપણી નાકની ઇંદ્રી એથી કેવી તૃપ્ત થાય છે! હિંદુઓ ફૂલને પૂજામાં વાપરે છે; પારસીઓ નદીને ચઢાવે છે; મુસલમાનો કબર પર મૂકે છે. ફૂલનો બીજો કોઈ ઉપયોગ તમે જાણો છો?

છોકરાં—હા, જી. ફૂલની કલગી ને ગોટા બને છે, તે માંગલિક પ્રસંગે તેમજ અન્ય પ્રસંગે આવકાર દેવામાં વપરાય છે.

શિક્ષક—બરાબર. આપણે ફૂલના હાર ગળામાં ઘાલીએ છીએ. સ્ત્રીઓ માથામાં ફૂલનાં ગજરાં પહેરે છે. લગ્નપ્રસંગે, ગુલાબજળ ને અત્તરોનો ઉપયોગ થતો તમે જોયો છે?

છોકરાં—હા, જી. ગુલાબદાનીમાંથી ગુલાબજળ છાંટવામાં આવે છે ને અત્તરદાનીમાંથી અત્તર અપાય છે.

શિક્ષક—ખરી વાત. ગુલાબનાં ફૂલમાંથી ગુલાબજળ ને અત્તર બને છે. મોગરાનાં ફૂલમાંથી મોગરાનું અત્તર થાય છે ને ઘાસમાંથી પણ અત્તર કઢાય છે. એ અત્તરો મીઠી સુગંધ આપે છે. સૌંદર્ય, સુગંધ, અને રંગની ખુબીને માટે ફૂલો બધાંનેજ પ્યારાં લાગે છે. ઘરના આંગણામાં લોકો ફૂલના છોડ વાવે છે; અને જેઓના ઘરને આંગણું નથી હોતું તેઓ કુંડાંમાં નાના છોડો વાવે છે. આ ફૂલોના રંગ ને આકાર તપાસો. કેવા લાગે છે!

છોકરાં—સાહેબ, રંગો જુદા જુદા છે. આકાર પણ જુદા જુદા છે.

શિક્ષક—ખરૂં. કેટલાંક ફૂલ પ્યાલાના આકારનાં છે; કેટલાંક પતંગીઆ જેવાં; કેટલાંક ઘટ જેવાં; એમ તરેહવાર આકારનાં છે. રંગ પણ વિચિત્ર છે. આ એકજ ફૂલમાં કેટલા રંગ છે!

---

# પાઠ ૬૪મો

## ઝાડનાં ફૂલ, ભાગ ૨જો

શિક્ષક—કાલે આપણે ફૂલ વિષે કેટલીક વાત કરી. આજ એની ટેવ વિષે વિચારીએ. તમે કમળનાં ફૂલ જોયાં છે? એ ક્યાં ઊગે છે?

છગન—હા, જી. કમળનાં ફૂલ તળાવમાં ઊગે છે.

શિક્ષક—ખરી વાત. એ ઘણું સુંદર ફૂલ છે. એને ઘણાં પાંદડાં હોય છે. એ શતપત્ર (સો પાંદડાંવાળું) કહેવાય છે. એ એવું ગોળ ને સુંદર છે કે સુંદર મુખને આપણે કમળના જેવું કહીએ છીએ. એ ખીલે છે ત્યારે ઘણું રમણીય લાગે છે. લાંબી, સુંદર આંખને આપણે કમળના જેવી આંખ કહીએ છીએ. કેટલાંક કમળનાં પુષ્પ શ્વેત વર્ણનાં, કેટલાંક રક્ત વર્ણનાં, ને કેટલાંક નીલ વર્ણનાં હોય છે. કેટલાંક કમળ, સૂર્ય ઊગે છે ત્યારે ખીલે છે ને સંધ્યાકાળે બિડાઈ જાય છે. એને સૂર્યકમળ કહે છે. કેટલાંક કમળ, ચંદ્ર ઉદય પામે છે ત્યારે વિકસે છે ને ચંદ્ર અસ્ત પામે છે ત્યારે સંકોચાઈ જાય છે. એ ચંદ્રકમળ કહેવાય છે. કેટલાંક ફૂલો અમુક વખતેજ-સવારે, બપોરે, પાછલે પહોરે કે સાંજે-ખીલે છે. સૂર્યમુખી બપોરે ખીલે છે. એકજ ક્યારામાં જુદે જુદે કલાકે ખીલતાં ફૂલો ક્રમવાર રોપ્યાં હોય તો તેનો વિકાસ જોઈ આપણે વખત કહી શકીએ.

તમે મધમાખનો પાઠ શીખ્યા છો. એ શું કરે છે?

છોકરાં—સાહેબ, એ બધાં ફૂલોમાંથી રસ લઈ મધ બનાવે છે.

શિક્ષક—હા, ઘણા જંતુઓ પુષ્પરસ પર જીવે છે. મધમાખ જેવા જંતુ એક ફૂલની રજ બીજા ફૂલ પર લઈ જાય છે. આથી એજ ફૂલની રજથી બી પુષ્ટ થાય તેના કરતાં આ નવી રજથી બી વધારે પુષ્ટ થાય છે. પવન પણ ફૂલોની રજ પ્રસરાવે છે ને બીજને વધારે પુષ્ટ કરે છે. ફૂલ કરમાઈ જાય છે ત્યારે ઝાડ મરી જાય છે?

છોકરાં—ના, સાહેબ.

શિક્ષક—બરાબર. આપણે બીજ રોપીએ ત્યારે ઝાડ ઊગે છે. એ બીજ ફૂલમાં રહેલું છે. આપણે છોડ ઉપરથી રોજ બધાં ફૂલ ચૂંટી લઈએ ને એકે ફૂલ રહેવા ન દઈએ તો ફળ થાય નહિ. આ રીતે બીજ નષ્ટ થવાથી નવો છોડ થાય નહિ.

જેમ પાંદડાંથી ઝાડ ઓળખાય છે, તેમ ફૂલથી પણ ઓળખાય છે. ફૂલની પાંખડી તપાસો. ઝાડનાં પાંદડાંમાં ને એમાં શો ફેર છે?

છોકરાં—પાંખડી તો ઘણી સુંવાળી છે.

શિક્ષક—ખરી વાત. પાંખડી પાંદડા જેવી કઠણ નથી. એ સુંવાળી, પોચી, ને પાતળી છે. બધી પાંખડી સરખી નથી હોતી. એના રંગ ને આકારમાં ફેર હોય છે. જુઓ, એમાં આ ઝીણા રેસા છે તે કેશર

કહેવાય છે. એને છેડે બોરીઆ જેવું મોળ છે, તેમાં ફૂલની રજ રહેલી છે.

ફૂલની પાંખડી પર આ લીલું લીલું શું છે ?

છોકરાં—સાહેબ, એ એના ઢાંકણુ જેવું દેખાય છે.

શિક્ષક—ખરી વાત છે. કુદરતની કેવી ખુબી છે ! હાથમાં લઈએ તો ચિમળાઈ જાય એવી નાજુક પાંખડીનું પ્રભુએ કેવું સુંદર રીતે રક્ષણ કર્યું છે ! એ ઢાંકણુને વજ્ર કહે છે.

---

## પાઠ ૬૫મો

### મગર, ભાગ ૧લો



માછલાંની પેઠે મગર જળમાં રહે છે અને ઈંડાં મૂકે છે; પણ તે માછલું નથી. માછલાંને એક ખાસ ઇંદ્રી હોય છે, તેથી તે જળમાં શ્વાસ લઈ શકે છે. એ ઇંદ્રીને ચૂંઇ કહે છે. માછલાં જમીન પર જીવી શકતાં નથી. મગર જમીન પર રહી શકે છે અને પાણીની અંદર શ્વાસ લઈ શકતો નથી. એક જાતનાં પેટ ઘસડીને ચાલનારાં પ્રાણી થાય છે તે વર્ગમાં મગર આવે છે ને તે વર્ગમાં એ મોટામાં મોટું અને અતિભયંકર પ્રાણી છે.

સાધારણ રીતે મગર પંદરસોળ ફૂટ લાંબા હોય છે; પણ કેટલાક મગર ત્રીસ ફૂટ લગણ લાંબા હોય છે. એની ચામડી ઘણી જાડી ને લિલાશપડતા રંગની હોય છે અને તેમાં કાળાં ધાબાં હોય છે. એની પીઠ પરની ને શરીરના ઉપલા ભાગની ચામડી એવી તો કઠણ હોય છે કે જોરથી નાખેલો ભાલો પણ તેમાં પેસી શકતો નથી અને બંદુકની ગોળી પણ, તેની આંખ પર કે પાસા પર ન પડે તો, તેને વીંધી શકતી નથી. એ ચામડી શિકારીથી એનું રક્ષણ કરે છે. શરીરના નીચલા ભાગની ચામડી કંઇક પોચી હોય છે.

મગરનો આકાર ઘણો બેડોળ છે. એનું શરીર ચપટું ને સાંકડું હોય છે અને મોં ને પૂંછડી તરફ તે સાંકડું થતું થતું અણીદાર થાય છે. તેનું માથું મોટું, પગ ટૂંકા, અને પૂંછડી લાંબી ને અણીદાર હોય છે. તેની ગરદન જાડી હોય છે અને મોં બહુ મોટું હોય છે. તેનાં જેવાં મોટાં ને પહોળાં જડબાં ભાગ્યેજ કોઈ પ્રાણીનાં હશે. બીજાં પ્રાણીની પેઠે એના શરીરને છેડે પૂંછડીનું જુદું અંગ હોતું નથી. એનું

લાંબું શરીર સાંકડું સાંકડું થતું જાય છે ને છેવટે પૂંછડીનો આકાર ધારણ કરે છે.

પ્રાણીઓનો શિકાર કરવાની એની રીત બીજાં પ્રાણીઓની રીત કરતાં જુદીજ છે. એ પાણીમાં પડ્યો હોય છે ત્યારે લાકડાના કકડા જેવો દેખાય છે, તેથી હરણના જેવી ચપળ નજર પણ એનાથી છેતરાય છે. પણ એ જેવો સુસ્ત પડેલો દેખાય છે તેવો સુસ્ત નથી. શિકારને જોઈને એ પાણીમાં ડૂબકી મારે છે ને શિકારની પાસે જઈ તેને પોતાની જોરાવર પૂંછડીથી પાણીમાં પછાડી મારી નાખે છે.

---

## પાઠ ૬૬મો

### મગર, ભાગ ૨જો

મગર બહુ ઝડપથી તરી શકે છે, તેથી તે સહેલથી માછલાં પકડી શકે છે. એ તેનું મુખ્ય ભક્ષ્ય છે; પણ ઘોડો, બળદ, કે માણસ પણ તેના સપાટામાં આવે તો તે છોડતો નથી.

સૂકી જમીન પર તેને ચહેન પડતું નથી. તેના ટૂંકા ને નબળા પગને તેનું સ્થૂળ શરીર ખેંચવું અઘરૂં પડે છે. પણ પેટ ઘસડી તે સપાટાબંધ સીધો ચાલી શકે છે. તેને ફરવું અઘરૂં પડે છે; પણ પાણી છોડી કિનારા પર તે ભાગ્યેજ આવે છે.

લગભગ બધાં પેટ ઘસડી ચાલનારાં પ્રાણીની પેઠે મગરી રેતીમાં ઈંડાં મૂકે છે અને ત્યાં સૂરજના તડકામાં સેવવાને

રાખે છે. નોળીઆને એ ઈંડાં બહુ ભાવે છે, તેથી તે જમીન ખોદીને એને શોધી કાઢી ખાઈ જાય છે. આથી મગરની ઉત્પત્તિ બહુ વધતી અટકે છે.

ગરમ પ્રદેશોમાં લગભગ બધી નદીઓમાં જુદી જુદી જાતના મગર હોય છે. અજમેરમાં પુષ્કરના તળાવમાં બહુ મગર છે. કોઈ જાણીતા માણસની મદદ વગર ત્યાં નહાઈ શકાતું નથી. ગંગા નદીમાં પણ મગરની વસ્તી છે.

ગરમ દેશમાં નદીનું પાણી સુકાઈ જાય છે ત્યારે ચોમાસું આવે ત્યાંસુધી મગર કાદવમાં કે રેતીમાં દટાઈ રહે છે. એક વિચિત્ર વાત એવી વર્ણવાએલી છે કે આવે સ્થળે એક માણસે ઝૂંપડું બાંધ્યું. તેણે ભાંયતળીએ ચૂલો સળગાવ્યો. મગરની પીઠ જ્યાં દટાએલી હતી તેના ઉપલા ભાગની જમીન પર તે ચૂલો હોવાથી મગરને ખૂબ ગરમી લાગી. ધીમે ધીમે તે ગરમી વધતી જવાથી તેનાથી તે સહન ન થઈ શકી, એટલે તેણે ખૂબ જોર કરી નદી તરફ ધસારો કર્યો. આથી મોટો ભયંકર અવાજ થયો, તે ઝૂંપડું પડી ગયું, ને તે માણસ કચરામાં દટાઈ મૂઓ.

---

# પાઠ ૬૭મો

## વરસાદ અને ઝાકળ, ભાગ ૧લો

શિક્ષક—આપણે વાડકી પાણીથી ભરીને ચૂલા પર મૂકીએ ને કલાકેક રહીને જોઈએ તો શું માલમ પડશે?

છોકરાં—સાહેબ, પાણી સુકાઈ ગએલું જણાશે.

મહમદ—સાહેબ, પાણીની વરાળ થઈ હવામાં જતી રહેશે.

શિક્ષક—શાબાશ. લુગડાં ધોઈને સુકાવા નાખીએ છીએ. થોડી વાર રહીને તે કોરાં કડાક થઈ જાય છે. એમાંનું પાણી ક્યાં ગયું ? વરસાદ વરસ્યા પછી થોડી વારે રસ્તા સુકાઈ જાય છે. પાણી ક્યાં ગયું ?

છોકરાં—સાહેબ, વરાળરૂપે હવામાં ગયું.

શિક્ષક—પાણીને તો ચૂલાની ગરમી લાગી, તેથી તેની વરાળ થઈ; ભીનાં લુગડાંને શેની ગરમી લાગી ?

નરહરિ—સાહેબ, સૂરજની.

શિક્ષક—ત્યારે રાતે ભીનાં લુગડાં સુકાતાં નથી ?

નલીન—સાહેબ, સુકાય છે. રાત્રે પણ ગરમી હોય છે; દહાડા કરતાં ઓછી હોય છે, તેથી રાતે સુકાતાં વાર લાગે છે.

શિક્ષક—પાણીની પેઠે હવા છિદ્રાળુ છે. સૂકી હવા ભૂખ્યા માણસના જેવી છે. એનાં છિદ્રને પાણીની જરૂર છે, તેથી સૂકી હવામાં-શિયાળામાં ને ઊનાળામાં-લુગડાં તરત સુકાઈ જાય છે; ભીની હવામાં સુકાતાં વાર લાગે છે.

તમે ચાહેદાની દેવતા પર મૂકો છો ત્યારે તેમાંનું પાણી ઊકળી તેમાંથી વરાળ નીકળે છે તે તમે જોઈ છે. એ વરાળનું શું થાય છે ?

છોકરાં—સાહેબ, વરાળ ઊંચે હવામાં જાય છે.

શિક્ષક—ખરી વાત. આપણે પાણી રેડીએ છીએ ત્યારે તે ભોંય પર પડે છે; કેમકે હવા કરતાં પાણી ભારે

છે. પણ વરાળ હવા કરતાં હલકી છે, તેથી તે ઊંચી જાય છે. જેમ ચાહેદાનીના પાણીની, ભીનાં લુગડાંના ને રસ્તા પરના પાણીની વરાળ થઈ તે ઊંચે ચઢે છે; તેમ નદી, નાળાં, દરિયા, ને મહાસાગરમાં સૂર્યની ગરમીથી હમેશ પાણીની વરાળ થયા કરે છે ને તે વરાળ હવાથી હલકી હોવાથી ઊંચે ચઢ્યા કરે છે. એ વરાળનું પાણી થાય ત્યાંસુધી એ વરાળના રૂપમાંજ રહે છે.

---

# પાઠ ૬૮મો

## વરસાદ અને ઝાકળ, ભાગ ૨જો

શિક્ષક—કાલે તમે શીખી ગયા કે સૂર્યની ગરમીથી સમુદ્રના પાણીની વરાળ થઈ તે ઊંચે ચઢે છે અને તેનું પાણી થાય ત્યાંસુધી તે વરાળના રૂપમાં રહે છે. બોલો, એ વરાળનું પાણી ગરમીથી થશે કે ઠંડકથી ?

તુલસી૦—સાહેબ, ગરમીથી તો પાણીની વરાળ થઈ, તો ગરમીથી વરાળનું પાણી નજ થાય.

શિક્ષક—ખરી વાત. ઠંડકથી વરાળનું પાણી થશે. ઠંડક ગરમીથી ઉલટું કામ કરે છે; માટે ઠંડી હવામાં વરાળ જવાથી વરાળનું પાણી થશે. લોકો હવા ખાવા પહાડ પર શા માટે જાય છે તે તમે જાણો છો ?

નવનીત—હા, જી. પહાડ પરની હવા ઠંડી હોય છે તેથી.

શિક્ષક—બરાબર. ઊંની હવા જેમ જેમ પૃથ્વીથી દૂર જાય છે, તેમ તેમ ઠંડી થાય છે. ઊનાળામાં પણ ઊંચા ડુંગરને મથાળે સખ્ત ટાઢ હોય છે. ગરમ હવા વરાળને લઈ એટલે ઊંચે જાય છે ત્યારે ઠંડકથી હવાનું પાણી થઈ જાય છે અને પાણીનાં વાદળાં બને છે. આપણે જોઈએ છીએ એવાં વાદળાં આપણી ઉપર દસેક માઇલ ઊંચાં હોય છે. જે પાણીનાં બિંદુનાં તે બનેલાં છે તે મોટાં થાય છે ત્યારે વાદળાં પૃથ્વીની પાસે આવે છે ને પાણી જમીન પર પડે છે, તેનું નામ વરસાદ.

કેટલીક વાર વરસાદનાં બિંદુ ઘણી ઠંડી હવામાં થઈને આવે છે, તેથી ઠરીને તેના ઝીણા બરફના કકડા જેવા બંધાય છે, તે પૃથ્વી પર પડે છે. એને કરાંનો વરસાદ કહે છે.

તમે કેટલીક વાર સવારે ફરવા જાઓ છો ત્યારે ઝાડનાં પાંદડાં પર મોતીના દાણા જેવાં ચળકતાં ટીપાં દેખો છો; એ શું છે ?

નવીન—સાહેબ, એ ઝાકળનાં ટીપાં છે.

શિક્ષક—બરાબર. સૂર્ય આથમે છે એટલે પૃથ્વી પરની ગરમી ઓછી થાય છે. ઘાસ ને પાંદડાં જેવા પાતળા પદાર્થો જલદી ઠંડા થાય છે. હવામાં વરાળ રહેલી છે તે ઠંડાં પાંદડાં ને ઘાસને અડકે છે એટલે ઠંડકથી તેનું પાણી થાય છે. એ પાણી પાંદડાં પર ને ઘાસમાં દેખાય છે. એનું નામ ઝાકળ.

# पाठ ६९मो

## काचबोकाचबी

### पद

एक काचबो ने एक काचबी, सायरमां रहेतां जी,
दर्शनकारण बहार निकळियां, राखीने विश्वास;
आवंतां नजरे भाळ्यां रे, झालीने बांधी मार्यां रे. १

काचबो कहे छे काचबीने, तुं धारण राखनी धीर,
आपणने उगारशे व्हालो, जुगते जादववीर;
चिंता छोडी शरणे आवो रे, मरवा तने नहि दे मावो रे. २

वारे वारे तुंने वारती कंथ, मारुं न मान्युं कहेण,
काळ आव्यो कोण राखशे, तमे नीचां शुं ढाळो नेण;
क्यां गयो तारो शारंगपाणी, माथे आवी मोतनिशानी रे. ३

अबळाने इतबार न आवे, कोटि करो ने उपाय,
कह्युं न माने कोइनुं रे, ए तो गाणुं पोतानुं गाय;
एवी विश्वासनी वाणी, अंते तारी बुद्धि पोणी. ४

काचबी कहे छे क्यां गयो तारो, राखणहारो राम,
हरि नथी केना हाथमां रे, तमे शुं बोलो छो स्वाम;
मरवा टाणे मति मुझाणी रे, तूट्या पछी झालवुं ताणी रे. ५

त्रिकमजी त्रण लोकमां मारे, तारो छे इतबार,
अटक पडी हरि आवजो, मारा आतमना उद्धार;
छोगाळा वात छे छेली रे, थाजो बळताना बेली रे. ६

काचबी कहे छे कोण उगारे, जातो रह्यो जगदीश,
चारे दिशाथी सळगावी मूक्यां, ओर्यां वीचो वीच;
जेनो विश्वास छे तारे रे, तेनो इतबार नहि मारे रे. ७

बळती होय तो वेसनी मारी, पीठ पर राखुं प्राण,
निंदा न कर मारा नाथनी, मने लागे छे भालानां बाण;
व्हालो मारो आवशे वारु रे, आपणने उगारवा सारु रे. ८

काचबी कहे करतार न आव्यो, आपणो आव्यो अंत,
हरि नथी कोना हाथमां, तमे ते शुं बांध्यो तंत;
आमांथी जो उगरिये रे, पाणी बहार पग न भरिये रे. ९

विठ्ठलजी मारे वारे चढजो, शामळा करजो सार,
अंत समे नहीं आवशो तो, कोनी करशो वार;
हरि मारी हांसी थाशे रे, प्रभु तारी पतीत जाशे रे. १०

केशवजीए करुणा करी, मोकल्या मेघ मलार,
बळतांमांथी बारणे काढ्यां, काचबाने किरतार;
भोजल कहे भरुसो जेने रे, त्रिकमजी तारशे तेने रे. ११

भोजाभक्त

---

## પાઠ ૭૦મો

### પારસી દોખમું

હિંદુ લોકોની પેઠે પારસીઓ પોતાનાં શબને અગ્નિદાહ કરતા નથી કે મુસલમાન લોકોની પેઠે દાટતા નથી.

તેઓ અગ્નિને અહુરમઝ્દનું ચિહ્ન માને છે, તેથી શબને બાળે તો અગ્નિ અપવિત્ર થાય એમ તેઓ સમજે છે. તેમજ પૃથ્વીની અંદર દાટવાથી હવા બગડે તેથી શબનો જલદી નિકાલ કરવા માટે તેઓ વસ્તીથી દૂર એક જુદું મકાન બાંધે છે, તેને દોખમું કહે છે. એની અંદરના ભાગમાં એક મોટો કુવો ખોદેલો હોય છે. તેનું મથાળું ઉઘાડું હોય છે. ઉપર ગોળ આકારની જાળી હોય છે, તેમાં ત્રણ ભાગ કરેલા હોય છે. એકમાં પુરુષનું, બીજામાં સ્ત્રીનું, ને ત્રીજામાં છોકરાનું શબ મૂકવાની ગોઠવણ હોય છે. તે પર શબને ખુલ્લું મૂકે છે એટલે મોટાં ગીધ પક્ષીઓ તેનો નિકાલ કરે છે.



મરનારનો અન્તસમય બહુજ પાસે આવે છે અને તેના જીવવાની આશા બિલકુલ રહેતી નથી ત્યારે તેને નવડાવી સફેદ કપડાં પહેરાવે છે. તેની પાસે બેસી મોબેદ કે દસ્તુર

પવિત્ર ઝંદ–અવસ્તાના કલામા ભણે છે, કે ખુદાની બંદગી કરે છે. તેની પાસે સુખડલોબાન બાળવામાં આવે છે.

જીવ ગયા પછી શબને સફેદ કપડાંથી વિંટાળી જમીન પર એક કે વધારે પત્થર પર મૂકે છે ને પાસે દીવો બાળે છે. સ્ત્રીઓ પાસે જમીન પર ને પુરુષો ઓટલા પર બેસે છે. રાત્રે મરણ થાય તો સવાર સુધી શબને ઘરમાં રહેવા દે છે. દિવસે મરણ થયું હોય તો ચારપાંચ કલાકમાં ત્યાં સગાં-સ્નેહી એકઠાં થાય છે.

શબને લોખંડની ઘેઆન પર મૂકે છે. ઉપાડનારા ખાસ પારસી હોય છે. તેઓ નસેસાલારના નામથી ઓળખાય છે. ઘેઆન પર મૂકતી વખતે બે મોબેદો ઘે સારે છે અથવા ઘેસારણું ભણે છે. તેનો સાર એવો છે કે સંસાર ક્ષણિક છે, માટે સર્વેએ હમેશ નીતિમાં રહેવું, પછી ઘેઆન ખભા પર મૂકી દોખમામાં લઈ જાય છે.

મરનારનાં સગાંસંબંધી અને અધ્યારૂઓ બબ્બેની હારમાં રૂમાલોથી એકબીજાને પકડી ગંભીર રીતે શબની પાછળ જાય છે. ત્યાં ગયા પછી દોખમાના દરવાજાથી થોડેક છેટે ઘેઆન જમીન પર મૂકવામાં આવે છે. સ્નેહીઓ ને સગાં શબને છેલ્લું નમન કરે છે. પછી ઘેઆન દોખમામાં લઈ જઈ, શબને છૂટું કરી અંદરના ભાગમાં મૂકવામાં આવે છે.

પારસી ધર્મશાસ્ત્ર પ્રમાણે મરનારનો રૂહ તેના મુઆ પછી ત્રણ દિવસ સંસારમાં રહે છે, પછી તે પર લોકમાં જાય છે. તેથી શબને સુવાડ્યું હોય છે ત્યાં મોબેદો ત્રણ દિવસ સુખડ હોમે છે ને અવસ્તા ભણે છે કે બંદગી ભણે છે.

ત્રીજે દહાડે પાછલે પહોરે કે ચોથે દિવસે સવાર પહેલાં મરનારનાં સગાંસંબંધીની સમક્ષ ઘેર કે અગિયારીમાં મરનારના કલ્યાણને માટે ક્રિયા કરવામાં આવે છે. આ ત્રીજો દિવસ ઉઠમણાનો દિવસ કહેવાય છે. તે દિવસે સગાંસ્નેહી મરનારને દિલાસો આપવા તેને ઘેર ભેગાં થાય છે અને ઘરનાં માણસ મરનારની પાછળ શક્તિ પ્રમાણે સખાવત જાહેર કરે છે.

ચોથે દિવસે મોબેદોને જમાડવામાં આવે છે. દશાને દહાડે તેમજ મરણના વર્ષમાં દર મહીને અને દર વર્ષે મરણની તિથિએ મરનારના કલ્યાણને માટે ધર્મક્રિયા કરવામાં આવે છે.

---

# પાઠ ૭૧મો

## રીંછ

રીંછ જંગલી પ્રાણી છે. છતાં, એને કેળવી શકાય છે. કાળા રંગના રીંછને મદારી સાથે ફરતું કદાચ તમે જોયું હશે. મદારી એને નચાવી શકે છે, પાછલા પગ પર ચલાવી શકે છે, અને પંજામાં લાકડી આપી કુદાવી શકે છે.

કેટલાક બાગોમાં જંગલી જાનવરો રાખવામાં આવે છે. તેવા બાગમાં કાળાં રીંછને માટે ખાડો હોય છે. તે ખાડાની વચમાં ઊભું સીધું લાકડું દાટેલું હોય છે. રીંછને ચઢઊતર કરવું ગમે છે. એને આનંદ પડે તેટલા માટે એવું લાકડું દાટવામાં આવ્યું હોય છે.



રીંછ ઝાડ પર ચઢી શકે છે. વગડામાં રીંછ કોઈ માણસની પાછળ પડ્યું હોય તો ઝાડ પર ચઢ્યાથી તે પોતાનો બચાવ કરી શકતો નથી. મરી ગએલા માણસને રીંછ છેડતું નથી. તે જેની પાછળ પડ્યું હોય તે માણસ બરાબર સ્તબ્ધ થઈ ભોંય પર પડી રહે તો ઘણું કરીને તે બચી શકે છે.

રીંછને માંસાહાર કરતાં વનસ્પતિનો આહાર વધારે ભાવે છે. જંગલમાં મધ ક્યાં છે તે વાસથી એ પારખી શકે છે. પછી એ ત્યાં જાય છે. જે ઝાડ પર મધ હોય તે પર એ ચઢી જાય છે ને પછી મધપુડાને પૂરેપૂરો ચૂસી લઈ તૃપ્ત થાય છે.

ઘણા ઠંડા મુલકોમાં શિયાળો આવે ત્યારે રીંછ કોઈ ઘાડા ઝાડની નીચે બખોલ કરી, પાંદડાં ને ડાળીઓની પથારીમાં ભરાઈ રહે છે; તેથી તેને ટાઢ વાતી નથી. આખો શિયાળો તે ત્યાં ઊંઘમાં કાઢે છે ને પછી વસંત ઋતુ આવે એટલે જાગે છે. આવી રીતે તે જાગે છે ત્યારે બહુજ ભુખાળું થઈ જાય છે ને ઘણુંજ ભયંકર બને છે.

તમને વિચિત્ર લાગશે કે ખાધા વિના રીંછ દિવસો સુધી શિયાળામાં કેમ રહી શકે! એ શું કંઈજ ખાતું નથી? ના, તેમ નથી. એ તે વખતે પોતાના શરીરની ચરબી પર જીવે છે. જે લોકો ઉપવાસ કરે છે તે પણ પોતાના શરીરની ચરબી પરજ જીવે છે. રીંછના શરીરમાં ચરબી ઘણી હોય છે, તેથી તે ઘણો વખત ખાધા વિના જીવી શકે છે.

રીંછ ઘણું કદ્રૂપું પ્રાણી છે. વાઘ, સિંહ, બિલાડી, કુતરા જેવાં પ્રાણીઓ પોતાની આંગળી પર ભાર મૂકી ચાલે છે, ત્યારે રીંછ પોતાના પગનાં તળીઆં પર ભાર મૂકી ચાલે છે; તેથી એની ચાલ કઢંગી થાય છે.

રીંછ સફેદ રંગનાં પણ હોય છે. સફેદ રીંછ ઘણાજ ઠંડા પ્રદેશમાં વસે છે. આ રીંછ બીજાં રીંછ કરતાં ઘણાં વધારે જંગલી હોય છે. દરેક પ્રાણી પર તે હુમલો કરે છે ને કોઈથી તે ડરતાં નથી. રીંછના આખા શરીર પર પુષ્કળ વાળ હોય છે.

---

# પાઠ ૭૨મો

## ફળ અને બીજ, ભાગ ૧લો

શિક્ષક—તમે ફૂલ વિષે શીખી ગયા છો. ફૂલનો શો ઉપયોગ છે ?

છોકરાં—સાહેબ, એમાં છોડનું બીજ રહેલું છે, તે નવા છોડ ઉત્પન્ન કરવાના કામમાં આવે છે.

શિક્ષક—ખરી વાત. ફળમાં ઝાડનું બીજ રહેલું છે. જ્યારે ફૂલ કરમાઈને ભોંય પર ખરી પડે છે ત્યારે ફૂલની દાંડીને છેડે ફળ દેખાય છે. બીજ પરિપકવ થાય છે એટલે ફૂલનું ફળ થાય છે ને ફૂલનો બાકીનો નકામો ભાગ જમીન પર ખરી પડે છે. તમને ફળ ભાવે છે ?

છોકરાં—હા, જી. એ ઘણાં મીઠાં ને સ્વાદિષ્ઠ લાગે છે.

શિક્ષક—ખરૂં. પાકાં હોય છે ત્યારે એ ખાવાથી આપણું લોહી સ્વચ્છ થાય છે ને તબીઅતને લાભ થાય છે. પાકાં ફળ તાજાં ને સ્વાદિષ્ઠ છે; પણ કાચાં શરીરને હાનિ કરે છે. કેટલાંક રસવાળાં હોય છે ને કેટલાંક રસવિનાનાં હોય છે. તમને કયાં ભાવે છે ?

છોકરાં—સાહેબ, રસવિનાનાં ફળ કયાં ?

શિક્ષક—તમારો સંશય ખરો છે. સામાન્ય રીતે આપણે રસથી ભરેલાંનેજ ફળ કહીએ છીએ. પણ, ખરૂં

જોતાં, જેમાં બી રહ્યું છે તે ફળ. ફળ એટલે બીજપાત્ર. ફળમાં બધી જાતનાં બીજપાત્ર આવે છે. તમે ફળનો બધો ભાગ ખાઈ જાઓ છો કે કોઈ ભાગ કાઢી નાખો છો ?

છોકરાં—સાહેબ, આપણે ઉપરની છાલ કાઢી નાખીએ છીએ અને અંદર ઠળીઓ કે ગોટલો હોય તો તે પણ કાઢી નાખીએ છીએ ને માંહેનો ગર ખાઈએ છીએ.

શિક્ષક—ખરી વાત. કેરી, દ્રાક્ષ, આલુ, બોર, જાંબુ, વગેરે કેટલાંક ફળને ઠળીઆ હોય છે. એ ઠળીઆમાં એ છોડનાં બીજ રહેલાં છે. ઠળીઆવાળાં ફળ ઠળીઆવગરનાં ફળ જેવાં તંદુરસ્તીને લાભકારક નથી. તમે નારંગી, લીંબુ, ને દ્રાક્ષનાં બી જોયાં છે?

છોકરાં—સાહેબ, ફળની અંદરજ તે હોવાં જોઈએ.

શિક્ષક—ખરૂં. તમે જાણો છો કે નારંગી ને લીંબુને જાડી, ખરબચડી, પીળી છાલ હોય છે. એમાં પીશીઓ રસની ભરેલી હોય છે. એનાં બી ધોળાં છે ને તે ફળની વચ્ચે રહેલાં છે. લીંબુનું શરબત બનાવાય છે. લીંબુનો રસ તાવમાં ગુણકારક છે. એ ફળો ભૂખ ઉઘાડી પાચક થાય છે. દ્રાક્ષના ગુચ્છા થાય છે. એની અંદરના નાના ઠળીઆમાં બી રહેલું છે. તમે આલુનું બીજ જોયું છે ?

મગન—હા, સાહેબ. આલુમાંહેથી ઠળીઓ નીકળે છે. એ ઠળીઓ ફોડીએ એટલે એમાંથી બદામ નીકળે છે. એ ખવાય છે ને એજ એનું બીજ છે.

શિક્ષક—બરાબર. એ કોપરા જેવું છે. હવે સૂકાં ફળ વિષે. રાંધીને ખવાય એવાં સૂકાં ફળ તમે જાણો છો ?

છોકરાં—સાહેબ, પાપડી એ એવું ફળ લાગે છે.

શિક્ષક—ખરી વાત. બધાં કઠોળ ને અનાજ એવાં ફળ છે. વાલ, વટાણા, ચોળા, વગેરેને આપણે કઠોળ કહીએ છીએ. એને પાપડી કે શીંગો આવે છે. આપણે વાલની ઉપલી છાલ કાઢી નાખી તપાસીશું તો તેમાંથી બે દાળ છૂટી પડશે. બધાં કઠોળમાં એવી બે દાળ હોય છે. એ બે અડધીઆંની વચ્ચે એનું બી રહેલું છે. એમાંથી ફણગો ફૂટે છે. કઠોળ એ બહુ પુષ્ટિકારક છે.

---

# પાઠ ૭૩મો

## ફળ અને બીજ, ભાગ રજો

શિક્ષક—ગયા પાઠમાં તમે કઠોળ વિષે શીખી ગયાં. ઘઉં, બાજરી, જવ, વગેરે પણ સૂકાં ફળ છે. કઠોળની પેઠે એને બે દાળ કે ફાડ નથી હોતી. એ અનાજ કણુસલામાં કે ડુંડામાં થાય છે. કણુસલામાં ફૂલને ઠેકાણે દાણા હોય છે. એજ ફળ છે. અનાજનું બીજપાત્ર પાતળું હોય છે ને તે બીજની આખી સપાટીને વળગેલું હોય છે. બી વવાય છે ત્યારે એ છોડું કાઢી નંખાતું નથી. કણુસલામાંથી જેવું અનાજ મળે છે તેવુંજ વવાય છે.

નાળીએર તો તમે જોયું છે. એનું બીજ ક્યાં છે, તે તમે જાણો છો ?

છોકરાં—સાહેબ, બીજ કોપરામાં હોવું જોઈએ.

શિક્ષક—બરાબર. કોપરામાં વચ્ચે જ્યાં બે છિદ્ર દેખાય છે ત્યાં બીજ રહેલું છે. તમે દુકાનમાં જેવું નાળીએર જુઓ છો તેના કરતાં ઝાડ પર ઘણું મોટું હોય છે. એનું બહારનું મોટું ઢાંકણુ કાઢી નાખ્યા પછીનું નાળીએર તમારા જોવામાં આવે છે. એના ઉપરની ચોટલી કાઢી નાખી એને ભાંગે છે એટલે કાચલામાંનું કોપરૂં છૂટું પડે છે. કોપરૂં ખાવામાં મીઠું છે. એ શાકમાં વપરાય છે. એનું રાયતું થાય છે. કોપરામાંથી તેલ નીકળે છે, તે કોપરેલ બાળવામાં વપરાય છે. એ બધું તમે જાણતા હશો. કોપરામાં રસ છે, તે છોડને કામનો છે. કોપરાની વચ્ચેનાં બે છિદ્રમાંના એકમાંથી છોડ ઊગવા માંડે છે અને એ છોડને જમીન ને હવામાંથી પોષણ મળે તે પહેલાં આ રસ પૂરતું પોષણ પૂરૂં પાડે છે.

કેટલીક વાર આપણે બી વાવેલાં હોતાં નથી, છતાં ઝાડ ઊગે છે. એનું શું કારણ છે ?

છગન—સાહેબ, પવન એક સ્થળથી બીજે સ્થળ બી લઈ જાય છે.

શિક્ષક—ખરૂં. બીજ પરિપકવ થાય છે એટલે બીજપાત્ર ફાટે છે. બી હવામાં સુકાય છે તેથી લાંબો વખત જીવી શકે છે. પવન બીજને જુદે જુદે સ્થળે ફેલાવે

છે. પક્ષીઓ એક ફૂલ પરથી રજ લઈ જઈ બીજા ફૂલ પર મૂકે છે. ફળ ખાઈ તેઓ ઠળીઆ ભાંય પર નાખી દે છે, ત્યાં તે ઊગે છે. કેટલાંક બીજને આંકડી જેવું હોય છે. એવા છોડની પાસે ચરતાં ઘેટાં છોડ સાથે માથું અફાળે છે ને ઘસે છે, એટલે એ બીજ તેમને વળગે છે. એ રીતે પણ બીજ એક સ્થળથી બીજે સ્થળ જાય છે.

દરેક છોડને પોતાના જેવોજ છોડ ઉત્પન્ન કરે એવાં બીજ હોય છે. બધાં બીજ છોડની નીચે પડે તો ત્યાં તેને ઊગવાનો અવકાશ મળે નહિ. પણ પવન, પક્ષી, ને પ્રાણીઓ તેને જુદે જુદે સ્થળે ફેલાવે છે, એ કુદરતની ખુબી છે. ઝાડની છાલનો શો ઉપયોગ છે તે તમે જાણો છો ?

છોકરાં—સાહેબ, બાવળ, ખેર, જેવા ઝાડની છાલ બાળવાના કામમાં આવે છે.

શિક્ષક—ખરૂં છે. બાળવાના કામમાં તો આખું લાકડું આવે છે, એટલે તેની છાલ પણ આવે છેજ. કેટલાંક ઝાડની છાલ રંગવાના ને દવાના કામમાં વપરાય છે. કિવનાઇન એ સિન્કોનાના ઝાડની છાલ છે.

જૂના વખતમાં ઋષિઓ ઝાડની છાલનાં વસ્ત્ર પહેરતા, તે વલ્કલ કહેવાતાં. વળી કાગળની શોધ થઈ તે પહેલાં ભોજપત્ર ને તાડના પત્ર પર લોકો પુસ્તકો લખતા. એવા પ્રાચીન ગ્રંથો તાડપત્ર ને

ભૂર્જપત્ર પર લખાએલા હજી આપણા દેશમાં પુસ્તકના સંગ્રહોમાં જોવામાં આવે છે.

---

# પાઠ ૭૪મો

## અમદાવાદ જિલ્લો: મુખ્ય સ્થળ, ભાગ ૧લો

અમદાવાદ શહેર સાબરમતી નદીને કિનારે આવેલું છે. એ ગુજરાતનું પાટ નગર છે. વસ્તી, વેપાર, ને કેળવણીમાં મુંબઈ ઇલાકામાં એ ઘણું મોટું ને આગળ પડતું શહેર છે. એમાં લગભગ ૧૦૦ સૂતર કાંતવાનાં ને વણવાનાં કારખાનાં છે. વસ્તીના પ્રમાણમાં આટલાં બધાં કારખાનાં મુંબઈમાં પણ નથી. ખરેખર, જેમ ઇંગ્લંડમાં મૅન્ચેસ્ટર કાપડનાં કારખાનાંનું મુખ્ય મથક છે, તેમ હિંદુસ્તાનમાં અમદાવાદ છે. અમદાવાદ તે હિંદુસ્તાનનું મૅન્ચેસ્ટર છે.

સુલતાન અહમદ ૧લાએ ઇ. સ. ૧૪૧૧માં અસાવલ ગામને ઠેકાણે અમદાવાદ શહેર વસાવ્યું. આ ઉપરથી શહેરનું નામ અહમદાબાદ–અમદાવાદ પડ્યું. તે ગુજરાતના બાદશાહોની રાજધાનીનું શહેર હતું. પાટણમાંથી રાજધાની ખસેડી તેમણે અમદાવાદ આણી અને પાટણમાંની બાંધણીની નકલ કરી તેમણે અમદાવાદમાં ત્રણ દરવાજા ને ભદ્ર બાંધ્યાં. અકબર બાદશાહના રાજ્યમાં અમદાવાદ, ગુજરાતના બીજા ભાગોની પેઠે, મુગલ સત્તા નીચે આવ્યું. મુગલ બાદશાહોએ સુબા નીમ્યા, તેમણે ગુજરાત પર રાજ્ય કર્યું. પાછળથી મરાઠાઓની સત્તા વધવાથી પંદ

વર્ષ (ઇ. સ. ૧૭૩૮–૫૩) અમદાવાદમાં મુસલમાનો ને મરાઠાઓ, બંનેની એકત્ર સત્તા રહી. સાઠ વર્ષ (ઇ. સ. ૧૭૫૭–૧૮૧૭) તેમાં એકલા મરાઠાઓની સત્તા રહી. એ સત્તાની નિશાનીમાં ત્યાં ગાયકવાડની હવેલી નામનું સરકારી મકાન હજી પણ છે. ઇ. સ. ૧૮૧૭માં પેશ્વા, ગાયકવાડ, અને અંગ્રેજ સરકારની વચ્ચેના કોલકરાર પ્રમાણે અમદાવાદ અંગ્રેજ લોકોના હાથમાં આવ્યું અને વડોદરા પાસેનો કેટલાક ભાગ અંગ્રેજ સરકારે ગાયકવાડને આપ્યો.

અકબરનો પુત્ર જહાંગીર બાદશાહ અમદાવાદમાં થોડો વખત રહ્યો હતો. તેને એ શહેર ગમ્યું નહોતું. અહિંની ધૂળ ને ગરમીથી તે કંટાળ્યો હતો. તેની તબીઅત પણ સારી રહી નહોતી. ઇ. સ. ૧૬૧૮માં આ કારણોથી તેણે શહેર માટે નીચેના શબ્દો કહ્યા હતા:—

"આ કંગાળ ભૂમિમાં શહેર સ્થાપનારે શી ખુબી કે શોભા જોઈ હશે? એની હવા ધૂળથી ભરેલી છે. એમાં ઊના પવનો ફુંકાય છે. એની નદીનું પાત્ર સૂકું છે. એનું પાણી ગંદું ને ખારૂં છે. એનાં પરાં કાંટાથી છવાયાં છે."

પ્રથમ જહાંગીરે શહેરને ગર્દાબાદ કહ્યું. પછી ત્યાં મરકી ફાટી નીકળ્યાની એને ખબર થઈ એટલે એણે તે શહેરને બિમારિસ્તાન ને જહાનમાબાદ એવાં નામ આપ્યાં.

એજ અરસામાં અંગ્રેજોએ અમદાવાદનું કેવું વર્ણન આપ્યું છે, તે નીચેના ઉતારાથી સમજાશે:—

અંગ્રેજો અમદાવાદને જોઈને ઘણા રાજી થયા. તેમણે કહ્યું "તે લંડન જેવડું મોટું સુંદર શહેર છે. તેની આસ-

પાસનો કોટ ઊંચો ને સારા ઓસારવાળો છે. તેમાં ઘણા દરવાજા છે. રસ્તા પહોળા ને સુંદર છે. તેની બંને બાજુએ એટલાં બધાં ઊંચાં ઝાડ રોપેલાં છે કે આપણે વૃક્ષોની ઘટામાંથીજ જતા હોઈએ એમ લાગે છે. તેનાં મકાનો સુંદર છે. તેના કારીગરોમાં ઉત્તમ વણકર, નકસીદાર કોતરણી કરનાર, ચિતારા, જડીઆ, અને સુનેરી ને રૂપેરી કસબ વણનારા છે. આ વેપારીઓ ગળી, કાપડ, કરિયાણું એટલા મોટા જથામાં પરદેશ મોકલે છે કે લગભગ દર દસે દહાડે ૨૦૦ ગાડાં ભરેલો માલ ખંભાત જાય છે."

ઉપલાં બે વર્ણન એકબીજાથી કેવાં ઉલટાં છે? એકજ વસ્તુ પર જુદી જુદી દૃષ્ટિએ જોવાથી મનુષ્યના વિચાર કેવા જુદા જુદા થાય છે! જહાંગીર બાદશાહે પોતાની જાતના વિચારથી શહેરને નિંદ્યું. અંગ્રેજોએ સામાન્ય દૃષ્ટિએ જે જોયું તે લખ્યું.

શહેરને વિશાળ કોટ છે, તેને ૧૮ દરવાજા છે. કોટ એવો શોભિતો ને મજબૂત છે કે લગભગ પાંચસેં વર્ષ એને બાંધ્યાને થયાં તોપણ એમાંથી ઘણે ભાગે કાંકરો સુદ્ધાં ખરતો નથી.

ભદ્રને ૮ દરવાજા છે. અંદરની વિશાળ જગામાં કોરટો, મસ્જિદો, ને લોકોને રહેવાનાં આશરે ૧૫૦ ઘર છે.

---

# પાઠ ૭૫મો

## અમદાવાદ જિલ્લોઃ મુખ્ય સ્થળઃ ભાગ ૨જો

અમદાવાદ શહેર ઘણું વિશાળ ને ભવ્ય છે. તેમાં ઠેકાણે ઠેકાણે મસ્જિદો છે. શહેરની અંદર તેમજ બહાર શેઠીઆઓના પ્રાસાદો અતિભવ્ય ને વચ્ચે મોટાં ચોગાન ને બાગવાળા છે. એ મકાનો રમ્યતા કરતાં સંગીનતા, સગવડ, ને વિશાળતા માટે વધારે પ્રસિદ્ધ છે. મુંબઈ, મદ્રાસ, ને કલકત્તાને બાદ કરતાં અમદાવાદ જેવાં વસ્તીથી ભરચક, જૂની જોવાલાયક ઈમારતોવાળાં, અને વેપાર પૂર્ણ જોમમાં ખીલી રહ્યો હોય એવાં, થોડાંજ શહેર હિંદુસ્તાનમાં છે.

નવા આવનારને આગગાડીનું સ્ટેશન આવતા પહેલાં એનાં વેપાર ને ભવ્યતાનાં ચિહ્ન નજરે પડે છે. કાંકરીઆ તળાવ આગળનાં ઘણાં કારખાનાંનાં ભૂંગળાં તેમજ સ્ટેશન પરના બે ટોડા દૂરથી દેખાય છે.

સ્ટેશનથી ભદ્રકાળી સુધી સીધી સડક છે. તે પર બંને બાજુએ જાતજાતની દુકાનો આવેલી છે. માણેકચોકની પાસેથી ઠેઠ ભદ્ર સુધી સડક બમણી પહોળી છે. એમાં માણસોની ને ગાડીઓ, મોટરો, સાઇકલો, ને ગાડાં તથા લારીની ધમાલ લગભગ મુંબઈના ભૂલેશ્વરના ભાગ જેટલી છે. ત્રણ દરવાજાનો દેખાવ દૂરથી ઘણો ધ્યાન ખેંચનાર છે. ભદ્રના કિલ્લાનો દેખાવ તો ઘણોજ રમણીય છે. ભદ્રમાં ભદ્રકાળી માતાનું દહેરું છે, તે આખા શહેરમાં પ્રસિદ્ધ છે

અને તેનાં દર્શન કરવા શહેરના જુદા જુદા ભાગોમાંથી લોકો આવે છે. ભદ્ર પર મોટું ઘડીઆળ છે. ભદ્રમાં ન્યાયાધીશની ને ટપાલની કચેરીઓ છે. ત્રણ દરવાજા ને ભદ્રની વચ્ચે કારંજનું ભવ્ય મકાન છે. તેની સામા નાનો, વર્તુલાકાર બાગ છે. પાસે હેમાભાઈનું પુસ્તકાલય, પ્રેમાભાઈનું વિશાળ જાહેર સભાગૃહ, અને તેની નીચે ગુજરાતી પુસ્તકો છપાવી સાહિત્યની વૃદ્ધિ માટે ઉપાયો યોજનારી સભાની બેઠક છે. એ બેઠકથી દક્ષિણ તરફ જતાં નાકા પર પુરુષ-શિક્ષકોને કેળવવા માટે વિશાળ વિદ્યાલય છે ને એ નાકા પરથી આસ્તોડીઆની સડકે જતાં બંને બાજુએ એ વિદ્યાલયનાં વિશાળ મકાનો છે. પાસે પ્રાર્થનામંદિર છે ને બીજી તરફ સ્ત્રીશિક્ષકો માટે એવું વિદ્યાલય છે. આ બધો દેખાવ ઘણો દબદબાભરેલો છે.

શહેરની અંદર સ્વામિનારાયણનું મંદિર વિશાળ છે. શહેર બહાર હઠીસિંગનું દહેરૂં, નીલકંઠ મહાદેવ, દાદા હરીરની વાવ, એ બધું જોવા લાયક છે. શાહીબાગ ઘણું ભવ્ય મકાન નદીકિનારે આવેલું છે. એ શાહજહાન નામના અમદાવાદના હાકેમે બાંધ્યું છે.

મસીદોમાં માણેકચોકની પાસે જુમા મસ્જિદ ઘણી વિશાળ ને રોનકદાર છે. શહેરબહાર શાહ આલમનો ને સરખેજનો રોજો જોવા લાયક છે. દરેક જાળીની કોતરણી જુદી છે.

રાયપુર દરવાજાની બહાર પોણેક માઈલે કાંકરીઆનું તળાવ છે, તેની રચના ઘણીજ સુંદર છે. તેનો ફરતો ઘેરાવો

એક માઇલ છે. તે ૭૪ સરખી બાજુનું બનેલું છે ને દરેક બાજુ ૧૯૦ ફૂટ લાંબી છે. તેના પર ચારે તરફ સુંદર પગથીઆં ને વચ્ચે નગીનાબાગ છે. તેમાં ખારી નદીનું પાણી વાળેલું છે.

અમદાવાદ શહેર ત્રણ તાંતણે આબાદ થયું કહેવાય છેઃ– રેશમ, કસબ, ને સૂતર. એમાં રેશમી કોરનાં ધોતીઆં, પિછોડી, પીતાંબર, ચંદ્રકાળા વગેરે ઉત્તમ થાય છે. કસબનું કામ પણ સારૂં થાય છે.

અમદાવાદ શહેરના લોકો ઘણા પરગજુ, ઠાવકા, ને શાણા છે. અગાઉ કરતાં હાલ તેઓ સાહસિક અને પરદેશમાં વિશેષ જતા થયા છે.

સાબરમતીને કિનારે દૂધેશ્વર અને સપ્તર્ષિના આરા પવિત્ર મનાય છે.

અમદાવાદ જિલ્લામાં પ્રાંતિજ, ધોળકા, મોડાસા, સાયણ, વીરમગામ, ધંધુકા, ને ઘોઘા એ મોટાં ગામો છે. ધોળકા પ્રાચીન સ્થળ છે. બધાં ગામો આબાદ છે. તેમાં વેપાર સારો ચાલે છે. ધોળકાની પાસે વોઠામાં સાત નદીનો સંગમ છે, ત્યાં કાર્તિકી પર મોટો મેળો ભરાય છે. ધંધુકાની પાસે ભીમનાથ મહાદેવનું દહેરૂં પવિત્ર સ્થળ મનાય છે.

---

# पाठ ७६मो

## नरसिंह महेतानी हुंडी (१)

### लावणी

नरसीं मेहेतो भक्त ब्राह्मण, जूनागढना रहेवासी;
हुंडी करावत्रा आव्या गाममां, चार जणा तीरथवासी. टेक
आवी गाममां पुछवा लाग्या, मोटा मोटा शेठ साहुकारी;
सातसो एक रुपियानी हुंडी, द्वारकानी मुने आलो करी.
सर्वे लोक मळी मनसुबो करीने, मोकल्या मेहेता नरसैं कने;
जाओ तमारी हुंडी शिकारशे, लाग्या मश्करी करवाने.
नरसीं० १

मेहेताने घेर आव्या चाली, बेसाड्या एने आसन आली;
मेहेतोजी वात पुछे छे प्हेली, क्यांथी आव्या क्यां जशो वळी.
अमे ते निसर्या तीरथ करवा, द्वारका जावुं काशी;
आंहि हुंडी करावत्रा आव्या गाममां, चार जणा तीरथवासी.
नरसीं० २

पेला परदेशी पुछवा लाग्या, मेहेताजी मारी सांभळो;
अमे तमारे घेर रुपिया भरिये, तेनी हुंडी अमने करि आलो.
सातसो एक सुरती सिक्काना लइ, थेली लइ घरमां मेलो;
कागळनो कटको दउं छुं तेमां, हुंडी मुने लखी आलो.
नरसीं० ३

मेहेताजी तो पत्र लखे छे, शामळशानुं मतुं भरे छे;
चंदासूरजनी शाख भरे छे, आपशो तो मारी लजा कहे छे.

हाथ जोडीने अरज करुं छुं, हुंडी शिकारजो अविनाशी;
हुंडी करावता आव्या गाममां, चार जणा तीरथवासी.
नरसीं० ४

पेला परदेशीने पंथ वोळाव्या, मेहेतोजी सौने पुछे;
आ धन आपणे शुं करवुं छे, खवरावो साधु संतने.
घीगोळ ज्यारे लोट मंगाव्यां, लाग्या रसोयुं करवाने;
भावतणा एणे भोजन कीधां, थाळ धराव्या ठाकरने.
नरसीं० ५

सरवे संत मळी बेठा एकठा, सौनां दीधां पीरसी एठां;
नाही धोइ मंदिरमां बेठा, मेहेता हता ते वांसे बेठा.
हाथ जोडीने अरज करुं अब, हुंडी शिकारजो अविनाशी;
हुंडी करावता आव्या गाममां, चार जणा तीरथवासी.
नरसीं० ६

---

# पाठ ७७मो

## नरसिंह महेतानी हुंडी (२)

### लावणी

पेला परदेशी पंथे चाल्या, आवी उतर्या द्वारकां;
आवी गाममां पुछवा लाग्या, शामळशानी दुकान क्यां.
आ रे गाममां नथी शामळशा, घेला थया के अक्कल गई;
तेम तेम फाळ पडे पेटमांही के, रुपिया मळशे केम करी.
नरसीं० ७

आ रे नग्रमां खोडबखोडा, शामळशा तो नथी नगरमां;
ठग मळ्या आपणने जूनागढमां,जुठी चिठी लखि आलि हाथमां.
कर्मकपाळे हाथ घसीने, उदास थया पेला परदेशी;
हुंडी करावना आव्या गाममां, चार जणा तीरथवासी.
नरसीं० ८

नरसीं मेहेतानुं वचन राखवा, शामळशा रुपिया लाव्या;
सामासामा बेउ थया एकठा, कहो परदेशी क्यांथी आव्या.
अमे ते निसर्या तीरथ करवा, जुनागढ रुपिया आव्या भरी;
जुठी चिठी लखि आली हाथमां, ते शामळशाने बतलावी.
नरसीं० ९

अमे मेहेता नरसीं रे मेहेताना, तमारा रुपिया खरि मेहेनतना;
राखी मेल्या कोरा खडखडता, तमे सौ रखे अडबडता.
सातसो एक रुपिया गणि आल्या, खुशी थया पेला परदेशी;
हुंडी करावना आव्या गाममां, चार जणा तीरथवासी.
नरसीं० १०

शामळशा जेगोपाळ भणे छे, तमारा रुपिया साचवजो;
लखी पडी पूरा करि आल्या, जइ मेहेता नरसींने कहेजो.
रखे पेटमां अडबडता, कंइ कामकाज होय ते कहेवरावजो;
सतगुरु मारा एम करि बोल्या, साचा धणिनो तमे संग करजो.
नरसीं० ११

रघुराम

---

# પાઠ ૭૮મો

## સુરત જિલ્લો: મુખ્ય સ્થળ, ભાગ ૧લો

સુરત શહેર તાપી નદીને કિનારે આવેલું છે. અહિંથી દરિયો જમીનમાર્ગે માત્ર ૧૦ માઇલ દૂર છે. એની પાસે બેએક માઇલને છેટે તાપી નદી ઓળંગીને જતાં રાંદેર કરીને ગામ છે, તે એના કરતાં વધારે જૂનું છે. ઇ. સ. ૧૧૯૪માં દિલ્હીના બાદશાહ શાહબુદ્દીન ગોરીના સરદાર કુતબુદ્દીને ગુજરાત પર ચઢાઈ કરી રાંદેર ને સુરત સુધી આવ્યો. તે વખત સુરત ત્યાંથી ૧૩ માઇલ પર આવેલા કામરેજ ગામના સરદારને તાબે હતું.

આ જૂના શહેરને ઠેકાણે ઇ. સ.ના ૧૫મા સૈકામાં હાલનું સુરત શહેર વસ્યું છે. ગોપી નામનો એક તવંગર વેપારી હતો, તેના નામ પરથી શહેરના મુખ્ય ભાગનું નામ ગોપીપરૂં પડ્યું અને તેમાં બાંધેલું વિશાળ તળાવ ગોપીતળાવ કહેવાયું. તેની સ્ત્રી રાણી કહેવાતી, તેના નામ પરથી રાણીતળાવ ને રાણીચકલાનાં નામ પડયાં છે. ગોપીએ વસાવેલું શહેર ધીમે ધીમે આબાદ થવા માંડ્યું. જૂના શહેરનું નામ સૂર્યપુર હતું, એમ માનવાને કારણો મળી આવે છે. ઇ. સ. ૧૫૪૮માં ત્યાં હાથે લખાએલાં પુસ્તકોમાં સૂર્યપુર નામ મળે છે. ગોપીએ ગુજરાતના બાદશાહને શહેરનું નામ સુરજ પાડવા લખ્યું. બાદશાહે સુરજને બદલે સુરત નામ પાડ્યું.

સુરત શહેર વેપારનું મોટું મથક થયું. જમીનને માર્ગે ત્યાંથી વણજારો દક્ષિણમાં ગોવળકોંડા સુધી, પૂર્વમાં બરાન-

પુર સુધી, અને ઉત્તરમાં દિલ્હી, આગ્રા, ને લાહોર સુધી જતી. તેનાં વહાણો કોંકણ, મલબાર, સિંહલદ્વીપ, અને મદ્રાસ ને બંગાળાના કિનારા સુધી જતાં. તેનો વેપાર યુરોપ, આફ્રિકા, અરબસ્તાન, પેગુ, મલાકા, ને સુમાત્રા સુધી ચાલતો. તે ૮૪ બંદરનો વાવટો ગણાતું. હીરા, માણેક, તાંબું, લોઢું, ઘઉં, વાલ, માખણ, અનેક જાતનાં તેલ ને અત્તર, કાળાં ને ધોળાં મરી, કાગળ, ખાંડ, મીણ, અફીણ, ગળી, વગેરે ચીજો સુરતથી દૂર દેશાવર જતી. પરંતુ મુખ્ય ચીજો સુતરાઉ ને રેશમી કાપડ ને કસબ હતી. આ પ્રમાણે સુરત પૂરેપૂરી જાહોજલાલીમાં હતું. ઇ. સ. ૧૭૯૬માં તેમાં ૮ લાખ માણસની વસ્તી હતી.

શહેરને બે કોટ હતા; એક માંહેનો ને બીજો બહારનો. બહારના કોટનો ભાગ સુરતથી મુંબઈ જતાં આગગાડીમાંથી નજરે પડે છે. માંહેના કોટને ઠેકાણે હાલ ખાડી આવેલી છે. એ કોટનું નામ કોટસફીલ નામના શહેરના ભાગે જાળવી રાખ્યું છે. એ કોટને ૧૨ ભાગોળ હતી. બરાનપુરી ભાગોળથી બરાનપુર ને નવસારી ભાગોળથી નવસારી જવાતું. બહારના કોટમાં દિલ્હી દરવાજો હતો, ત્યાંથી દિલ્હી જવાતું. એ દરવાજેથી દિલ્હીના બાદશાહનાં ફરમાન આવતાં, તેને ધામધૂમથી વધાવી લેવાનો રિવાજ હતો. આવા દિલ્હી દરવાજા અમદાવાદ, હૈદરાબાદ, ઔરંગાબાદ, જેવાં મોટાં શહેરોમાં છે.

ફિરંગી લોકો, વલંદા, અંગ્રેજો, અને ફ્રેંચો હિંદુસ્તાનમાં વેપારને અર્થે આવ્યા, તે બધાની કોઠી સુરતમાં હતી.

વલંદાઓની કોઠીને ઠેકાણે હાલ નાનપરાની મુખ્ય પોસ્ટ ઑફિસ છે. અઠવાના દરવાજાની બહાર ફ્રેંચની કોઠી હતી. તે ભાગ ફ્રેંચ બાગના નામથી ઓળખાય છે. અંગ્રેજ લોકોની કોઠીવાળા મકાનમાં હાલ નદીકિનારે પાતાળી હનુમાન્‌ના મંદિરે જતાં દાકતર ડોસાભાઈનું મકાન છે.

આરંભમાં સુરત કામરેજના સરદારને તાબે હતું; પછી તે મુસલમાનોના હાથમાં ગયું. ઇ. સ. ૧૩૭૩માં ફિરોઝ તઘલખે ભીલ લોકોની સામા તેનું રક્ષણ કરવા એક કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૫૧૨માં પોર્ટુગીઝ લોકોએ શહેરને બાળી મૂક્યું. આથી અમદાવાદના બાદશાહે વધારે મજબૂત કિલ્લો બાંધવાનો હુકમ કર્યો, તે ઇ. સ. ૧૫૪૬ના અરસામાં પૂરો થયો. સત્તરમા સૈકામાં સુરતમાં શાંતિ રહી અને તેનો વેપાર ધમધોકારે ચાલ્યો. મરાઠાઓએ તેની દોલતથી લોભાઈ તે પર હુમલા કર્યા. શિવાજીએ તેને ત્રણ વાર લૂટ્યું. ઇ. સ. ૧૭૩૩ થી ઇ. સ. ૧૮૦૦ સુધી તેમાં સ્વતંત્ર નવાબોનું રાજ્ય રહ્યું. પછી નવાબો અંગ્રેજના તાબામાં આવ્યા; કુલ સત્તા અંગ્રેજોના હાથમાં આવી અને નવાબને પેન્શન આપવામાં આવ્યું.

---

## પાઠ ૭૯મો

### સુરત જિલ્લો: મુખ્ય સ્થળ, ભાગ ૨જો

હિંદુસ્તાનમાં અંગ્રેજ લોકોના હાથમાં પશ્ચિમ તરફ જે સંસ્થાનો હતાં, તેનું રાજધાનીનું શહેર સુરત હતું. ઇ. સ. ૧૬૭૮માં અંગ્રેજ કંપનિએ સુરતમાંથી રાજધાની ખસેડી

મુંબઈમાં કરી. ઇ. સ. ૧૮૧૩માં ગુજરાતમાં મોટો દુકાળ પડ્યો, તેથી સુરતના વેપાર પર ઘણી અસર થઈ. ઇ. સ. ૧૮૩૭માં સુરત શહેર પર બે મોટી આફત આવી પડી. ભયંકર આગથી ૯ હજાર ઉપરાંત ઘર બળી ગયાં. આગ ત્રણ દિવસ સળગ્યા કીધી. આથી ૬ કરોડ રૂપીઆનું નુકસાન થયું. આ આગ ઉનાળામાં લાગી ને એજ વર્ષમાં ચોમાસામાં મોટી રેલ આવી. દરિયાની પેઠે શહેરના બધા ભાગમાં પાણી ફરી વળ્યાં. લોકો આ બે આફતથી તદ્દન નિરાધાર થઈ ગયા. ઇ. સ. ૧૮૩૮માં શહેરમાં અસલી ઝાહોઝલાલીની છાયાજ રહી. પરંતુ, લોકો સંતોષી, સાહસિક, ને આનંદી સ્વભાવના હોવાથી આગ અને રેલની આફતો ઉપરાઉપરિ ને વારંવાર આવ્યા છતાં શહેર પાછું ઊભું થાય છે. હાલ તેમાં ૧ લાખની ઉપર વસ્તી છે.

રેલ્વે–સ્ટેશનથી શહેર નીચું છે. સ્ટેશનથી અઠવાના દરવાજા સુધી સીધી, મોટી સડક છે. બરાનપુરી ભાગળ આવતા પહેલાં ઊંચો ઘડીઆળનો મિનારો છે. તે ઇ. સ. ૧૮૭૧માં ખાનબહાદુર બરજોરજી ફ્રેઝરે બાંધ્યો છે. નદીકિનારે કિલ્લો છે, તેની પાસેના મેદાનમાં મુંબઈ બૅંકનું મકાન છે. બૅંકની સામા સોરાબજી જમશેદજી જીજીભાઈ હાઇસ્કૂલ છે. પાસે રાવ બહાદુર નગીનચંદનું જાહેર મકાન છે. બીજી તરફ વિક્ટોરિઆ બાગ ને સરકારી ઇસ્પિતાલ છે. નગીનચંદના ભવ્ય મકાનની સડકે રાંદેર જવાનો હોપપૂલ છે. આ સ્થળે શહેરનો દેખાવ ઘણો ભવ્ય છે. સામે કિનારેથી એ દેખાવ ખરેખરો રમણીય લાગે છે. નાનપરામાં, નદીકિનારે, તેમજ

હોરવાડમાં હોરાઓનાં મકાન ઘણાં રોનકદાર છે. ગોપીપરામાં તેમજ ડુમસની સડકે શહેર બહાર શ્રાવકોનાં મકાન ઘણાં સુંદર છે.

શહેરમાં હોરા ને શ્રાવકો ઘણા પૈસાદાર છે. હોરાઓ બ્રહ્મદેશ, સિઆમ, વગેરે સ્થળે વેપાર ખેડી પુષ્કળ દ્રવ્ય કમાઈ સુરત લાવે છે. તેઓ તેમજ રાંદેરના હોરા ઘણા સાહસિક છે. શ્રાવકો મોતીના વેપારી છે. શહેરના ઘણા વતની વેપારને અર્થે મુંબઈમાં વસે છે.

શહેરના લોકો નાજુક, બુદ્ધિશાળી, ને રસિક છે. કેળવણીમાં શહેર આગળ પડતું છે. એમાં હાલ એક મોટી આર્ટ્સ કૉલેજ સ્થપાઈ છે. ગુજરાતી ભાષાના મૂળ સંસ્કારી લેખકો, કવિ નર્મદ, નવલરામ, અને નંદશંકર આજ શહેરના વતની હતા. પણ હાલ શહેરમાં બહુ વેપાર નથી. તોપણ રેશમ અને કસબનો વેપાર ચાલે છે, સુખેડના લાકડાની ઉત્તમ કારીગરીની પેટીઓ અહિં બની દૂર દેશાવર જાય છે, અને સૂતર કાંતવાનાં ને વણવાનાં ચારપાંચ કારખાનાં છે.

સુરત શહેરના લોકો શોખીન છે. ત્યાં શ્રાવણ માસમાં ઘણા મેળા ભરાય છે. જન્માષ્ટમીનો મોટો મેળો ભરાય છે, તે જોવા ઠેઠ મુંબઈથી ને વલસાડ ને ભરૂચ વચ્ચેનાં રેલ્વે-સ્ટેશનોથી ઘણાં માણસો આવે છે.

તાપી નદી પવિત્ર મનાય છે. શહેરથી ત્રણેક માઇલ દૂર તાપી નદીને કિનારે અશ્વિનીકુમાર ને ગુપ્તેશ્વર મહાદેવનાં મંદિરો છે, તેમજ આચાર્યજીની બેઠક છે. મંદિરો પાસે સુંદર ઘાટો છે. ગુપ્તેશ્વર પાસે ફૂલપાડા ગામ છે.

એ સ્થળ ઘણું પ્રાચીન છે. ઇ. સ. ૧૫૦માં એક ગ્રીક વિદ્વાન્ ફૂલપાડાને વેપારનું મથક વર્ણવે છે.

શહેરમાં વૈષ્ણવોનાં ને શ્રાવકોનાં ઉત્તમ મંદિરો છે. સ્વામિનારાયણનું મંદિર જોવા લાયક છે. બાલાજીનું મંદિર ઘણું વિશાળ ને રમણીય છે. એ નાગર બ્રાહ્મણ ત્રવાડીજીએ ઇ. સ. ૧૮૦૩–૧૯માં બાંધ્યું છે. એ મંદિરની પાસે ઘણાં મંદિર છે. અંબાજી માતાનું દહેરૂં શહેરને મધ્ય સ્થળે છે. એ બંને દહેરાંમાં શહેરના ઘણા લોકો રોજ દર્શન કરવા જાય છે.

શહેરથી ત્રણેક માઇલને છેટે કતારગામ છે, ત્યાં કાંતારેશ્વર મહાદેવનું દહેરૂં છે. કાંતાર એટલે જંગલ. અહિં પ્રથમ જંગલ હોવું જોઈએ. શ્રાવણ મહીનામાં અહિં મેળા ભરાય છે.

સુરત જિલ્લામાં વલસાડ, ઓરપાડ, માંડવી, પારડી, ચીખલી, બારડોલી, એ મોટાં ગામો છે. ઓરપાડ તાલુકામાં સિદ્ધનાથ મહાદેવનું દહેરૂં છે, તે સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યું છે. તે યાત્રાનું સ્થળ છે.

માંડવી તાલુકામાં અસલ નાનું દેશી રાજ્ય હતું. એ તાલુકામાં બોધાન ગામમાં ગૌતમેશ્વર મહાદેવનું દહેરૂં છે, ત્યાં બાર બાર વર્ષે, ગોદાવરીને વર્ષે, યાત્રા ભરાય છે.

વલસાડ એ ઓરંગા નદી પર એક કસ્બો છે. એમાં ડાંગના ડુંગરમાંથી પુષ્કળ સાગ આવે છે, તે દરિયામાર્ગે કાઠીઆવાડ જાય છે. એની પાસે દરિયાકિનારે ટીથલ છે, તે હવાખાવાનું ઠેકાણું છે.

---

# સમજુતી

**પાઠ ૧લો**—અમૂલ્ય=ઘણું કીમતી; જેની કિંમત ન થઈ શકે એવું. મોરપીછ=મોરનાં પીંછાં. સહાયતા=મદદ; સહાય=મદદગાર. વ્યવસ્થિત=સારી ગોઠવણુવાળું; વ્યવસ્થા=ગોઠવણ. સંતુષ્ટ=સંતોષી; રાજી.

**પાઠ ૨જો**—પરસ્પર=એકબીજા સાથે. મૈત્રી=દોસ્તી. સુકર=સહેલથી કરાય એવું. સુગમ=સહેલથી બની શકે એવું. સુખદ=સુખ આપનાર; દરિદ્રતામાં રહેવા કરતાં કાંટાના રસ્તામાં કે તરણા પર સૂવું પણ મુકાબલે સારૂં છે. સિદ્ધિવાળી=ધાર્યું કામ પાર પાડે એવી. સુવર્ણ=સોનું. મુખમુદ્રા=મોંની સીકલ. કામના=ઇચ્છા.

**પાઠ ૩જો**—તાતી=તાજી; તરત પાણી પાએલી. પરાધીન=પારકાને તાબે. શિશોદિયનામ=સિસોદીઆ કુળનું નામ.

**પાઠ ૪થો**—ઉદ્ધાર કરવો=શત્રુના હાથમાંથી છોડવવું. વિજયી થયાં=ફત્તેહ પામ્યાં.

**પાઠ ૫મો**—કદા-કદિ=કોઈ વાર. કંથા=ધાબળી. દિવ્ય=સ્વર્ગનું; અતિકીમતી. વિપરીત=ઉલટું. દુર્દશા=ખરાબ હાલત.

**પાઠ ૬ઠ્ઠો**—माग मुकावे=માર્ગ મુકાવે; કોઈને જવાને રસ્તો કરવો, તેને માન આપવું, તે તેને માર્ગ આપવો કહેવાય. वान=શરીર. नामे=નમે. विश्व=દુનિયા. मोहिनी=મોહ ઉત્પન્ન કરે, બધાંને વશ કરે એવી. बगगा=બગલું. कोकिल=કોયલ. कग्गा=કાગડો. सिंधु=દરિયો. टंका=ટાંકું. प्राक्रमी=પરાક્રમી; શુરાતનવાળા. चोर=ચોર જેવો; આબરૂ વિનાનો; 'ચાકર' શબ્દમાં 'ચ' છે તેવા 'ચ'વાળો શબ્દ વાપર્યો છે. કવિતામાં એવી રીતે પ્રાસ લાવવા કવિઓ ઇચ્છે છે.

**પાઠ ૮મો**—અંગ=ભાગ. તીવ=તીણું; ઝીણું.

**પાઠ ૯મો**—પારદર્શક=જેની આરપાર જોઈ શકાય એવું.

**પાઠ ૧૦મો**—કટ્ટો=જબરો. આરોગ્ય=તંદુરસ્તી. છિદ્રાળુ=છિદ્રોથી ભરેલું; કાણાંવાળું.

**પાઠ ૧૧મો**—મોજૂદ=હાજર; મળી આવે એવું.

**પાઠ ૧૨મો**—તાંબાની માત્રા=તાંબું મારેલું હોય એવી દવા. એવી દવા પીવાથી શરીર મજબૂત થાય છે; શરીરને મજબૂત કરનારી દવા. કાગનું°=કાગડો તાડ પર બેસે ને તાડ પડી જાય તો તે કંઈ કાગડાના બેસવાથી થયું નથી; એ જોગ સાથે આવ્યા એટલુંજ. મંછા°=ભૂત કે ડાકણ કોઈ નથી; બધું મનનુંજ ઉપજાવેલું છે. મંછા=મરજી.

**પાઠ ૧૩મો**—સમર્થ=શક્તિવાળા. હિતકારક=ફાયદો કરનાર. વ્યવસ્થા=ગોઠવણ. બળજોરી=બલાત્કાર; જોરજુલમ. નિઃસ્વાર્થ=એકલપેટાપણું નહિ એવો સ્વભાવ.

**પાઠ ૧૪મો**—जंग=લડાઈ. ब्यूगल=રણશીંગડું, आगे=આગળ. हाम°=હિંમત હરાવે. पाखंड=ઢોંગ. ब्रह्मरस=ભગવાનમાં તમારૂં મન એકાગ્ર કરો, એટલે આનંદરૂપી રસ ચાખશો. नर्मदादेश=કવિ નર્મદનો આદેશ–આજ્ઞા–ઉપદેશ.

**પાઠ ૧૫મો**—પ્રસાદ=મહેરબાની. તેજસ્વી=તેજવાળું. ક્ષમાવાન્=માફ કરે એવું; મોટા મનનું. ઉદાર=મોટા દિલનું. પ્રિયદર્શન=દેખાવડું; જેનું રૂપ જોઈ મન ઠરે એવું. આશિષ્=આશીર્વાદ; કલ્યાણ ઇચ્છવું ને વરદાન આપવું તે.

**પાઠ ૧૬મો**—મરણક્રિયા=મુઆંની પાછળ શ્રાદ્ધ સારવું, ક્રિયા કરવી તે. રાજ્યથી ભ્રષ્ટ=ગાદી પરથી ઉઠાડી મૂકેલું. ભ્રષ્ટ=પડેલું. તથાસ્તુ=એમ થાઓ! શ્રાંત છે°=તારૂં શરીર થાકી ગયું છે. લેશ=જરા પણ. દાખવે=બતાવે. શત=સો. શ્રેય=કલ્યાણ.

**પાઠ ૧૮મો**—સહનશીલ=ધીરજથી દુઃખ ખમી શકે એવા સ્વભાવવાળું. નિર્દોષ=જેણે ગુનોહ કર્યો નથી એવું. નિર્દય=દયા વગરનું; ઘાતકી. રૂઆબ°=સારા ચહેરા વગરનું; શોભિતું નહિ એવું. લંબકર્ણ=લાંબા કાનવાળું. અનહદ=હદ વગરનું; પુષ્કળ.

**પાઠ ૧૯મો**—સંક્રાંત=ગએલું; પેસેલું. મેષ=બકરો. વૃષભ=આખલો. મિથુન=જોડું. કર્ક=કાચબો. તુલા=તાજવું. વૃશ્ચિક=વીંછી. ધનુર્=કામઠું. મકર=મગર. કુંભ=ઘડો. મીન=માછલું.

**પાઠ ૨૦મો**—હારણ નર=હિંમત વગરનો માણસ. છેલ્લે=ગણે. દૈવ=હમેશ. નરતું=ખરાબ.

**પાઠ ૨૧મો**—ઐતિહાસિક=ઇતિહાસમાં જાણીતું થએલું; જૂના ખતની બનેલી વાતોમાં જાણીતું. સદર=મુખ્ય. પટ=પહોળાઈ. છાછરૂં=ડું નહિ એવું. ધામ=સ્થળ; જગા. ભવ્યતા=શોભા. ચરિત્ર=જિંદગીનો હેવાલ; જિંદગીનું વર્ણન. હાટ=બજાર. ટંકશાળ=સિક્કા પાડવાની જગા.

**પાઠ ૨૨મો**—પટોળાં=અમુક જાતનાં વસ્ત્ર. અતલસ=એક જાતનું શમી કાપડ. ગજીઆણી=ગજી પનાનું ઊંચું હીરાગળ કાપડ. ષ્ટ=ખાસ પસંદ કરેલું. કીર્તિસ્તંભ=કોઈ મોટા બનાવની યાદગીરી રાખવા ભો કરેલો શોભિતો મોટો થાંભલો. આશ્રમ=રહેવાનું ઠેકાણું.

**પાઠ ૨૩મો**—બિંબ=ગોળો. ગોપકન્યા=ગોવાળની છોકરી. આબેહૂબ=બરાબર. દૈવયોગથી=ઇશ્વરના કરવાથી; નસીબને જોગે. વિલાસ=વૈભવ; તજાતનાં સુખ.

**પાઠ ૨૪મો**—ભાર=અમુક તોલ. ભંડારી=તિજોરીનો ઉપરિ. છૂટું=છૂટું.

**પાઠ ૨૫મો**—કર=વેરો. ધરણી=ભોંય. અંતરે=છેટે. સન્માર્ગથી=તિના રસ્તાથી. છૂરી=છરી; ચપ્પુ.

**પાઠ ૨૬મો**—કૌતુક=જાણવાની ઇચ્છા. નિર્દોષ=બિન અપરાધી.

**પાઠ ૨૭મો**—ઇન્દ્રિય=કામ કરનાર કે જ્ઞાન મેળવનાર શરીરનો ાગ. રૂપ=આકાર. સ્પર્શ=અડકવું તે; અડકવાથી મળતું જ્ઞાન તે પર્શજ્ઞાન. તંતુ=તાંતણા. જ્ઞાનતંતુ=જે વડે જ્ઞાન મેળવાય એવા તાંતણા. ન્નનળી=અનાજ પેટમાં જવાની નળી.

**પાઠ ૨૮મો**—પુષ્ટ=જબરૂં. પ્રસરી=ફેલાઈ.

**પાઠ ૨૯મો**—સુખદ=સુખ આપનાર; સુખી કરનાર. ધરા=પૃથ્વી. ામ=રહેવાનું ઠેકાણું. [illegible]=સારી રીતવાળું. ખંતે=ખંતથી. ચેતાચિતા=ચિંતારૂપી ચિતા; ખરી ચિતા નહિ. અહિં ચિંતાનેજ ચિતા

કહી છે; કેમકે ચિંતા ચિતા કરતાં પણ વધારે બાળે છે. દુર્ગુણદોષ= દુર્ગુણરૂપી દોષ; અવગુણ અને કટેવો એ મોટા દોષ છે.

**પાઠ ૩૦મો**—હઝરત=નામદાર. ઇમામ=આગેવાન. પેગંબર= ખુદાનો પેગામ-સંદેશો લાવનાર. ઇસ્લામ=મુસલમાની ધર્મ. બરહક= ખરો. શરીફ=પવિત્ર. ઇમાનદાર=આસ્થાવાળું. વિરુદ્ધ=સામું. અરાજક સ્થિતિ=અંધાધુનીની હાલત.

**પાઠ ૩૧મો**—સ્વીકારવું=કબૂલ કરવું.

**પાઠ ૩૨મો**—મધ્યસ્થ=બેની વચ્ચે કજીઓ પતાવવા નિમાએલો માણસ.

**પાઠ ૩૩મો**—અપત્ય=છોકરું. ઉદયાચળ=સૂર્ય જે પર્વત પર ઊગે છે એમ મનાય છે તે પર્વત; ઉદય=ઊગવું; અચળ=પર્વત. ભાણ=ભાનુ; સૂર્ય. ચક્રવ્યૂહ=ચક્રના ( પૈડાના-ચાકના ) આકારની ફોજની ગોઠવણ; વ્યૂહ=ગોઠવણ. નિર્વંશ=સંતતિવિનાનું. કર્તવ્ય=ફરજ. કાયર=બાવલું. દુ:ખદ=દુ:ખ દેનાર; ત્રાસકારક.

**પાઠ ૩૪મો**—યુવાન=જુવાનીઓ. દળ=લશ્કર. ખર્ડું=ખંજર. ગદા=મોટા પત્થરનું હથિયાર. માતુલ=મામો. જવ=જ્યારે. ગમગીન= દિલગીરીમાં ડૂબી ગએલું. પ્રતિજ્ઞા=પણ.

**પાઠ ૩૫મો**—હાડપિંજર=હાડ=હાડકું; પિંજર=પાંજરૂં=હાડકાંનું પાંજરૂં; હાડકાંનું ખોખું. ભીંગડાં=જાડાં પડ. ગુલતાન=લીન. તેમાંજ મન ગુંથાએલું એવું. ડંશ=ડંખ.

**પાઠ ૩૬મો**—લાભકારક=ફાયદો કરનાર. કારક=કરનાર. અકાળ= કવખતનું. વિધવા=રાંડેલી સ્ત્રી. વિ=વગરની; ધવ=પતિ. પુનર્લગ્ન=ફરી પરણવું તે. પ્રસાર=ફેલાવો. નાબૂદ=ન હોવું તે; નાશ. વિત્તબોધને-વિત્તને= પૈસાને; બોધને=જ્ઞાનને; વિદ્યાને; વર ભણેલો હોય એવું કન્યાનો બાપ ઇચ્છે છે; વર પૈસાદાર હોય એવું કન્યાની મા ઇચ્છે છે. ગુંજાશ=શક્તિ.

**પાઠ ૩૭મો**—શહાદત=ધર્મની ખાતર–ન્યાયની ખાતર, જિંદગી અર્પણ કરવી, ખોવી તે. નિકાહ પઢવા=લગ્ન કરવાં. હઝરત=હઝરત મુહંમદ પેગંબર. તીરંદાજ=તીર ફેંકવામાં કુશળ પુરુષો.

**પાઠ ૩૮મો**—**શાણે**=શા વડે; શી રીતે? હોય°=જે કોઈના ભાર નીચે દબાયો હોય છે, કોઈની તાબેદારીમાં હોય છે તે. **અમાપ**=માપી ન શકાય એટલું. **અઘેય**=અધેએ; એકે એક ઠેકાણે. **ભવ**=જન્મારો. **સુવાસણ**=ધણીવાળી સ્ત્રી. **ઘડો નહિ**=લેખું નહિ; તેને કોઈ કશામાં ગણતું નથી.

**પાઠ ૩૯મો**—મહેસૂલ=જમીનનો વેરો. વાલંદ=હજામ. નેસ્તી=મોદી; ખાવાની પરચુરણ વસ્તુ વેચનાર. વસવાયા='વસવૈયા' પણ વપરાય છે; કામ કરનાર વર્ગ. ફોજદારી ને દીવાની=મારામારીનાં, લુચ્ચાઈ, ચોરી, વગેરે કામો ફોજદારી કહેવાય છે. એવો ગુનોહ કરવાથી દંડ કે કેદની શિક્ષા થાય છે. વારસાનાં, જમીન દબાવ્યાનાં, પારકી જમીનમાં બારીબારણાં મૂકવાનાં, અને એવાં કામો દીવાની કહેવાય છે.

**પાઠ ૪૦મો**—વાહન=ગાડી. તાજૂબ°=અચંબો પામવો. મોહમયી=મોહ પમાડનાર. સ્થાનિક=સ્થાનને–શહેરને કે ગામને લગતું. સભ્ય=મંડળીમાં બેસનાર. સ્વરાજ્ય=પોતાનું રાજ્ય. બહુધા=ઘણે ભાગે.

**પાઠ ૪૧મો**—અનિષ્ટ=ખરાબ; ઇચ્છીએ નહિ એવું; દિલગીરી ઉત્પન્ન કરે એવું. પૂર્ણ=પૂરૂં. દૈવ=નસીબ; આહિં ખરાબ નસીબ.

**પાઠ ૪૨મો**—દયામણા=દયા ઉપજાવે એવા.

**પાઠ ૪૩મો**—સાહિત્યનો વિકાસ=સાહિત્ય=કોઈ પણ ભાષામાં લખાએલા ગ્રંથો તે તેનું સાહિત્ય; વિકાસ=ખિલવણી. સહકારી=સાથે, હળીમળીને કામ કરનાર. સાહિત્ય=ઓજાર.

**પાઠ ૪૪મો**—બાગાયત=બાગની જમીન જેવો. ફળ પુષ્કળ પાકે એવો. દર્ગાહ=મુસલમાની સંતોની કબરનું ધામ. મસ્જિદથી એનો આકાર કંઈક જુદો હોય છે. પીર=મુસલમાની સંત. પાક=પવિત્ર. ઓરસ=પવિત્ર પુરુષના મરણને દિવસે મુસલમાનો તેની દર્ગાહમાં ભેગા થાય છે, તેને ઓરસ કહે છે.

**પાઠ ૪૫મો**—કલિ=ચાર મોટા, ઘણા લાંબા જમાનાને હિંદુઓ ચાર યુગ કહે છે. કલિયુગ તેમાંનો એક છે. કલિ=કજીઓ. એ જમાનામાં દરેક જાતનાં નઠારાં ને પાપી કામ થાય છે. કલિ એ જુગનું સ્વરૂપ છે. માણસોમાં એ નઠારી બુદ્ધિ ઉત્પન્ન કરે છે ને તેમને લડાવી મારે છે. બળને લઈને=બળને લીધે. ઉપરણું=ઉપલા અંગનું વસ્ત્ર. ભામની=ભામિની, સ્ત્રી.

**પાઠ ૪૬મો**—ઉખાણું=છૂપા અર્થવાળો સવાલ.

**પાઠ ૪૭મો**—અશ્વવિદ્યા=ઘોડા પારખવાની, કબજે રાખવાની, વેગે ચલાવવાની, વગેરે ઘોડાને લગતી તમામ કળા.

**પાઠ ૪૮મો**—रयडा=રથ; તિરસ્કાર બતાવવા એ શબ્દ વાપર્યો છે. रयडा खेड=રથ પર ચઢી રણક્ષેત્રમાં જા. कोड=હોંસ. धारुं=ધારણ કરું; લઉં. संहार=નાશ. बाधतां=વધતાં. धेन=ગાય. वछोडी=છૂટી પાડી. विमासो=વિચારો. कायर=બાયલો. अवनी=પૃથ્વી.

**પાઠ ૪૯મો**—ભાવિક=ધર્મચુસ્ત. અદબ=માનમરતબો, મર્યાદા. શબવાહિની=જેમાં મુડદું મૂકી કબરમાં લઈ જાય છે તે. પૂર્વજો=બાપ, દાદા, વડવા, વગેરે અગાઉ થએલાં કુળનાં વડીલો.

**પાઠ ૫૧મો**—મેદની=ટોળું. મહેર=દયા.

**પાઠ ૫૨મો**—ભાગ્યદેવી=આપણું નસીબ નક્કી કરનારી દેવી. વલખાં મારવાં=ખૂબ ફાંફાં મારવાં. લચી પડી=નીચી નમી ગઈ. ભવોભવ=દરેક જન્મારો.

**પાઠ ૫૩મો**—ધર્મની દીક્ષા=ધર્મમાં દાખલ થવાની વિધિ–ક્રિયા. મોબેદ=વિદ્વાન્; પારસીઓનો ધર્મગુરુ. નહાન નવડાવી=પવિત્ર સ્નાન કરાવી. પ્રેક્ષક=જોનાર. દસ્તુર=પારસીઓનો ગોર. પતેત=ઝંદ–અવસ્તાનાં–ધર્મપુસ્તકનાં કેટલાંક વાક્યો. તેમાં પાપને માટે પસ્તાવો બતાવેલો હોય છે. તંદુરસ્તી ભણે છે=તંદુરસ્તી મળે એવાં ધર્મનાં વાક્ય પઠે છે. અદા કરવી=બજાવવી.

**પાઠ ૫૬મો**—बालुडां=કુમળાં, નાજુક બાળક. हदयामां=હ્રદયમાં;

છાતીમાં. દોહલાં=મુશ્કેલ. માતાવોળાં=માતા વિનાનાં; માના સાથ વગરનાં. તંન=છોકરાં. વોળાવ્યાં=વળાવ્યાં.

**પાઠ ૫૭મો**—દ્વીપકલ્પ=જેની ત્રણ બાજુએ પાણી હોય એવો જમીનનો ભાગ. દ્વીપને (બેટને) ચાર બાજુએ પાણી હોય છે. દ્વીપકલ્પ=દ્વીપના જેવો (કલ્પ=જેવો; પ્રત્યય છે).

**પાઠ ૫૮મો**—સંસ્કાર=છાપ.

**પાઠ ૫૯મો**—રા'ખેંગાર=રાય ખેંગાર. બલાત્કાર=જોરજુલમ. પ્રચંડ=જબરૂં. પરજળે=પ્રજળે; બળે. સત=સત્ય. કલ્પવૃક્ષ=બધી ઇચ્છા પૂરી કરે એવું સ્વર્ગનું ઝાડ. કલ્પ=ઇચ્છા.

**પાઠ ૬૦મો**—પાલક=પાળનાર. પ્રમાણપત્ર=પુરાવાનો લેખ.

**પાઠ ૬૨મો**—रसना=જીભ. शुद्ध=શુદ્ધિ; ભાન. शोणित=લોહી. अंगशुं=શરીરના અવયવ સાથે. रयणी=રજની; રાત. उदक=પાણી. शायन=પથારી. प्रेमदा=પ્રમદા; સ્ત્રી.

**પાઠ ૬૩મો**—માંગલિક=શુભ; સારૂં; લગ્ન જેવી ખુશાલીનું.

**પાઠ ૬૪મો**—શ્વેત=ધોળું. રક્ત=રાતું. નીલ=આસમાની. નષ્ટ=નાશ પામેલું.

**પાઠ ૬૫મો**—અતિભયંકર=ઘણું બિહામણું.

**પાઠ ૬૬મો**—ભક્ષ્ય=ખાવાનો પદાર્થ. સ્થૂલ=મોટું; જાડું. સહન કરવું=ખમવું.

**પાઠ ૬૭મો**—सायर=સાગર; દરિયો. दर्शन°=પ્રભુ પર વિશ્વાસ રાખી તેનું દર્શન કરવા સમુદ્રની બહાર નીકળ્યાં. आवंतां=આવતાં. भाळ्यां=પારધીએ જોયાં. धारण राख=ધારી રાખ; પકડી રાખ. धीर=ધીરજ. जादववीर=શ્રીકૃષ્ણ; યાદવોમાં શૂરામાં શૂરા. मावो=માધવ; ભગવાન; વહાલનો શબ્દ છે. शारंगपाणी=શાર્ઙ્ગપાણિ; જેના હાથમાં ધનુષ્-કામઠું છે તે શ્રીકૃષ્ણ. શાર્ઙ્ગ=શૃંગ એટલે સીંગડું; સીંગડાનું બનેલું કામઠું. પાણિ=હાથ. अबला=સ્ત્રી; બળવિનાની. इतबार=ભરોસો. राखणहारो=રાખનાર; ઉગારનાર. केना=કોઈના. स्वाम=સ્વામી; પતિ. वो'णी=વગરની.

**त्रिकमजी**=ત્રિવિક્રમજી; વામન અવતારમાં જેમણે ત્રણ વિક્રમથી-પગલાંથી સ્વર્ગ, પૃથ્વી, ને આકાશ રોક્યાં તે. **अटक पडी**=અટકી પડયાં છીએ. **आतमना**=આત્માના. **छोगाळा**=સુંદર કેશવાળા; ભગવાન. **बेली**=ઉગારનાર. **करतार**=જગત્‌ના બનાવનાર. **तंत**=નીમ. **वार**=મદદ. **पतीत**=પતીજ, ભરોસો. **मेघ मलार**=પુષ્કળ વરસાદ. **भोजल**=કવિ ભોજાભક્ત.

**પાઠ ૭૦મો**—અગ્નિદાહ કરવો=બાળવું. કલામા=વચનો. ધેઆન=ઠાઠડી. ધેસારે છે=ધર્મપુસ્તકનાં વચનો પઠે છે. ક્ષણિક=થોડો વખત પહોંચે એવું; નાશ પામે એવું. રૂહ=આત્મા. સમક્ષ=પાસે.

**પાઠ ૭૧મો**—સ્તબ્ધ=હાલ્યા ચાલ્યા વગરનું.

**પાઠ ૭૨મો**—પરિપક્વ=ચારે તરફથી પાકેલું. હાનિ=નુકસાન. બીજપાત્ર=બીને રહેવાનું ઠેકાણું. પુષ્ટિકારક=પોષણ કરનાર; જોર આપનાર.

**પાઠ ૭૩મો**—અવકાશ=ઠેકાણું; જગા. પુસ્તકના સંગ્રહ=જ્યાં ઘણાં પુસ્તકો એકઠાં કર્યાં હોય એવું ઠેકાણું.

**પાઠ ૭૪મો**—હિંદુસ્તાનનું મૅન્ચેસ્ટર=ઇંગ્લંડમાં જેવું મૅન્ચેસ્ટર કાપડનાં કારખાનાંનું મથક છે, તેવું હિંદુસ્તાનમાં અમદાવાદ છે. ગર્દાબાદ=ધૂળનું શહેર. બિમારિસ્તાન=મંદવાડનું ઘર. જહાનમાબાદ=નરકનું ઠેકાણું સામાન્ય=સાધારણ.

**પાઠ ૭૫મો**—સભાગૃહ=સભાને મળવાનું ઠેકાણું.

**પાઠ ૭૬મો**—તીરથવાસી=યાત્રાએ નીકળેલા. **शामळशानुं**°=શામળશા તરીકે સહી કરે છે. **अविनाशी**=પ્રભુ; જેનો નાશ નથી એવા. **रसोयुं**=રસોઈ. **वांसे**=પછી. **अब**=હવે.

**પાઠ ૭૭મો**—**खोडबखोडा**= કોઈ શાહુકાર નથી. **अडबडता**=ગભરાતા; બડબડતા.

**પાઠ ૭૮મો**—જાહોજલાલી=અતિશય આબાદી, ચડતી, તેજી. ફરમાન=હુકમ.

**પાઠ ૭૯મો**—છાયા=ભાસ; નામ.

---